



સંપાદકઃ—

ભીખાભાઇ પુરુષોત્તમ વ્યાસ

[illegible]

પ્રકાશકઃ—
ભીખાભાઇ પુરુષોત્તમ વ્યાસ
'બાળક' કાર્યાલય—ગોધરા



આવૃત્તિ ૧ પ્રત ૫૦૦ સને ૧૯૨૮

મુદ્રકઃ—
રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદી
સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસ
ભટવાડી પોળ—ઉમરેઠ.

# ફૂલ છાબનાં ફૂલ

( રાસ )

ફૂલે ભરી ફૂલ છાબડી જીરે
ફૂલડાં ખીલે ફૂલ વાડીએ રે આજ—ફૂલે૦

ફૂલડાંના હાર ફૂલ ગોટા ને ગજરા
ફૂલડે વેણી ગુંથીયે રે આજ—ફૂલે૦

ફૂલડાંને માંડવ ફૂલડાંનાં તોરણ
ફૂલડે વીરને વધાવીએ રે આજ—ફૂલે૦

ફૂલડાંના અર્ધ્ય અને ફૂલડાંની અંજલી
ફૂલડે ઈશ્વર પૂજીયે રે આજ—ફૂલે૦

ઇ. કુ. જોષી





ચિ૰ સાવિત્રી અને ધનંજય.

K[illegible]va Mudranalaya, Baroda.

# બે બોલ



"ફૂલછાબ" એટલે જુદી જુદી જાતનાં રંગ બેરંગી સોરંભવંતાં ફૂલડાં ચૂંટીને જેમાં સંગ્રહ કરેલો છે તેવી છાબડી.

"બાળક" માસિકમાં પ્રગટ થયેલી સુંદર ને બાલપ્રિય નાનકડી વાતોનો એવોજ ૩૦ વાતોનો સંગ્રહ આ ફૂલછાબમાં થયેલો છે.

અત્યારે બાલસાહિત્યની વાડી ખૂબ પ્રાલી ફૂલી છે અનેક અવનવા લેખકો તેમાં હિસ્સો અર્પી રહ્યા છે. 'બાળક' માસિકના લેખકો પણ હવે નિયમિત બાળકોને માટેનું ભિન્ન ભિન્ન વૃત્તિનું લખાણ વાતો રૂપે પીરસી શકે છે. એ ખ્યાલ આ ચોપડીથી થઈ શકે.

સાત સાત વર્ષથી 'બાળક' માસિકની વ્યવસ્થા કરતાં દર વર્ષે બાળકની ચોપડીઓનો સારો પ્રચાર ગુજરાતમાં થાય છે એવો અનુભવ હોવાથી આ પુસ્તક ગુજરાતનાં બાલુડાંને ભેટ ધરૂં છું.

માગશર સુદ ૧૧ } ભી૦ પુ૦ વ્યાસ
૧૯૮૫



## ✻ સંપાદકનાં પુસ્તકો ✻

| | |
|---|---|
| સીતા (પૂર્વાર્ધ) | ૧-૦ |
| સીતા (ઉત્તરાર્ધ) | ૦-૧૨ |
| ગુંજાનો વર | ૨-૦ |
| ભયંકર ભુજંગ (સિલક નથી) | ૧ ૮ |
| ભારતવીર | ૦-૬ |
| બાળકની વાતો | ૦-૬ |
| બાળકની વાતો ભાગ ૨ | ૦-૪ |
| બાળક પુસ્તક ૧ ( સિલક નથી ) | ૨-૦ |
| બાળક પુસ્તક ૨ ( ત્રૈમાસિકની ફાઇલ ) | ૨-૦ |
| બાળક પુસ્તક ૩ ,, | ૨-૦ |
| બાળક પુસ્તક ૪ ,, | ૨-૦ |
| બાળક પુસ્તક ૫ ,, | ૨-૦ |
| બાળક પુસ્તક ૬ (માસિકની ફાઇલ) | ૩-૦ |
| રાષ્ટ્ર ગરબી (સિલક નથી ) | ૦-૪ |
| રાષ્ટ્ર કીર્તન | ૦-૪ |
| ફુલ છાબ (સચિત્ર બાલવાર્તાનું પુસ્તક) | ૦-૮ |

અમારા મુંબઇના એજન્ટ:-

**સી. જમનાદાસ કું. બુકસેલર**

પ્રિન્સેસ સ્ટ્રીટ-મુંબાઇ ૨

## અનુક્રમણિકાઃ-

બા ળ ક :— :એટલે:

ળ
ક
*
સ
ચિ
ત્ર

ગુજરાતનાં બાલુડાંઓનું
સસ્તું, સુન્દર, સરળ
સચિત્ર બાળકોના હાથથી
લખાયલાં લખાણો પ્રગટ
કરતું: સાત વર્ષથી નીકળતું:

મા સિ ક

—: લવાજમ :—

અઢી રૂપિયા (પો. સાથે)
ત્રણ રૂપિયા (પરદેશ)
છૂટક નકલ ચાર આના

: વર્ષમાં એક ખાસ અંક આપે છે :

# રાક્ષસનો કાકો



આગળના વખતમાં એક ગામ પાસે એક મોટો રાક્ષસ રહે. બહુ ખાઉધરો. રોજ મરજીમાં આવે તેટલાં માણસ મારી ખાય, ગામમાં તો રોજ રડાકૂટ થાય. ગામની વસ્તી ત્રાહે ત્રાહે થઇ ગઇ.

એક વખત આખું ગામ ટોળે મળી રાજા પાસે ફરિઆદે ગયું. રાજાજી, અમને બચાવો ! અમે તો મરી જવા બેઠા. અમારાથી આ ગામમાં હવે નહિ રહી શકાય. અરે ! રાજાજી, અમારો દાટ વળી જાય છે ! રોજ પેલો રાક્ષસ મરજીમાં આવે તેટલાં માણસ મારી ખાય છે. અમારો ઉગરવાનો આરો નથી.

વસ્તીની આ રાડ સાંભળી રાજા મુંઝાયો. પણ શું કરે ? રાક્ષસને મારવાની રાજાની તાકાત નહોતી. એની પાસે જવાને પણ એ તો ડરતો હતો. છતાંયે વસ્તીનું આટલું બધું દુઃખ તેનાથી જોવાયું નહિ. એક મોટું લશ્કર તૈયાર કરી, આખા ગામની વસ્તીને લઈ રાજા રાક્ષસ પાસે ગયો. તેના રહેવાને મકાને બધા આવી પહોંચ્યા. રાક્ષસ તો પડયો પડયો ફરડ ફરડ નસકોરાં બોલાવતો હતો, તેથી તે ઉંઘમાં હશે એમ ધાર્યું. રાક્ષસને જગાડવો તે મુશ્કેલ હતું. કોણ જગાડવા જાય ? બધાએ વિચાર કર્યો, આપણે બધા જો એક સાથે કીલકારી કરીએ તો રાક્ષસ જાગી ઉઠશે. એમ વિચારી બધાએ માંડયા મોટા બરાડા પાડવા. ત્યાં થયો મોટો કોલાહલ. રાક્ષસ આવડો મોટો કોલાહલ સાંભળી ચમકીને ઉઠયો. ઉઠીને તરતજ બહાર આવ્યો. બહાર જુએ તો મોટું ટોળું. રાક્ષસ તો કૂદીને પડયો ટોળામાં, ત્યાં તો

નાસાનાસ ! કોઈ આમ નાસે ને કોઈ આમ નાસે. રાજા અને લશ્કર ખસ્યાં નહિ. રાક્ષસ રાજા પાસે આવ્યો ને કહેવા લાગ્યો, કે કેમ આજે આમ આવ્યા છો ? રાજા કહે, આપની પાસે એક કામે આવ્યા છીએ. શું છે ? બોલો ઝટ. રાજા કહે, આપને ખાવાપીવાની બહુ તકલીફ પડે છે, અને રોજ ખાવાનું શોધવા રખડી રખડીને થાકી જાઓ છો ! ! માટે આપને એવો સરસ બંદોબસ્ત કરી આપું,



કે તમારે ખાવાનું શોધવા રખડવુંજ ન પડે તો ? રાક્ષસ બોલ્યો, અહોહો ! તો ભારે મઝા. પણ ખાવાનું શું શું મેકા-

લશો ? એક ગાડું દૂધપાક, એક ગાડું લાડુ અને એક ગાડું પુરીઓ. વાહવા ! ખરી મઝા ! પણ રાજા મારે માણસ તો જોઇએજ. તે વિના ન ચાલે. રાજા મનમાં વળી ગભરાયો. માંડ માંડ સમજાવ્યો હતો, ત્યાં વળી આ માણસની વાત તો ઉભીજ રહી. રાજાએ ખૂબ સમજાવ્યો, પણ રાક્ષસ ન માન્યો તે નજ માન્યો. રાજાએ જાણ્યું, કે હવે વાત વિફરી, એટલે માણસનું કબુલ કર્યું, પણ જોજો, ઘરડું માણસ મોકલતા ! ઘરડાં ખંખ નહિ ચાલે, જુવાન જોઇએ. રોજ મરજીમાં આવે તેટલાં માણસ મારી નાખતો હોવાથી એકજ માણસે પતશે એમ ધારી રાજાએ તે પણ કબુલ કર્યું. રાજા તો ઠરાવ કરી ગામમાં આવ્યા. બધી વસ્તીને કંઈક રાહત મળી, પણ રોજનુ દુઃખ તો ચાલુજ રહ્યું.

રોજ ગામમાં ચિઠ્ઠી નીકળે. જેના નામની ચિઠ્ઠી નીકળે તેના ઘરનો એક જુવાન રાક્ષસને ત્યાં જાય. આમ ગામમાંથી રોજ એક જુવાન ઓછો થાય. ગામમાં કાળો કકળાટ થાય. આ તો બહુ વસમું પડ્યું.

એમ કરતાં કરતાં એક દિવસ એક કુંભારનો વારો આવ્યો. ઘરમાં એક ઘરડી ડોસીને એકનો એક જુવાન દીકરો. બિચારાં માંડમાંડ પેટ પૂરૂં અનાજ રળે અને ઝુંપડા

જેવા ઘરમાં રહે. ડોસી બિચારી અપંગ. સાંજે સિપાઇ ચિઠ્ઠી આપી ગયો.

ડોસીને ખબર પડી. ડોસી તો માંડી હૈયાફાટ રડવા. માથાં પછાડે ને રડે. બિચારીનો એકનો એક દીકરો આંધળાંની લાકડી જેવો. ડોસીનો રોટલો, ડોસીના હાથ પગ, ડોસીનો આધાર, એનું બાપડીનું જીવન. એ એકનો એક દીકરો. કાલ સવારે તો રાક્ષસનો કોળીઓ થઇ જશે, એવું વિચારે ને રડે. છાનીજ રહે નહિ. તેટલામાં એને ત્યાં છ મેમાન આવ્યા. મેમાનો તો આવીને જૂએ, ત્યાં રડારોળ. ડોસી ઘરમાં ધ્રુસકે ધ્રુસકે રડે. એ છ મેમાનોમાં એક ડોસી હતાં. તે ઘરમાં આવ્યાં ને પેલી ડોસી રડે છે, તેને પૂછ્યું. ડોસી, ડોસી કેમ રડો છો ? તમારે આવડું બધું શું દુઃખ છે ? આ અમે તમારે ઘેર મેમાન આવ્યાં છીએ. જરા છાનાં તો રહો ! પણ પેલી ડોસી તો છાની રહેજ નહિ. અરે ! ડોસી છાનાં તો રહો. કહો તો ખરાં તમારે શું દુઃખ છે ? અરે ! મારૂં દુઃખ કોણ ભાંગે બાપુ ! રડતાં રડતાં ડોસી બોલી. પણ કહો તો ખરાં ભાંગે તેવું હશે તો ભાંગશું. અરે ! કોણ ભાંગે બાપુ ? મારો એકનો એક દીકરો, મારો ગરીબનો આધાર, મારૂં રાંકનું રતન કાલે લૂંટાઇ જશે, કાલે તેને રાક્ષસ ખાઇ જશે. રોજ એક માણસનો રાક્ષસને ત્યાં જવાનો વારો આવે છે, તે કાલે મારા દીકરાનો વારો છે.

ઓહો ! ડોસી એમાં રડો છો ? જૂઓ, છાનાં રહો છાનાં. મુંઝાશો નહિ હોં. જરાય ગભરાશો નહિ. મારે પાંચ દીકરા છે, તેમાંથી એકને કાલે તમારા દીકરાને બદલે મોકલશું. બસ થયાં રાજી ? છાનાં રહો મા ! આ સાંભળી ડોસીના જીવમાં જીવ આવ્યો. કાંઇક ધીરજ આવી. ડોસી બિચારી છાની રહી ને મનમાં બહુ રાજી થઈ. મેમાનો માટે કંસાર રાંધ્યો, બધાં જમ્યાં ને પથારીઓ કરી સૂતાં.

સવાર થયું. પેલાં ડોસીમા તો વહેલાં ઉઠયાં ને પાંચમાંથી એક દીકરાને જગાડયો. અલ્યા ભીમ ? શું છે માતાજી ? બેબાકળો થઈને ઉઠયો. “ જો બેટા, આજ લાડુનું નોતરૂં છે.” કયાં મા ? અહા ! મઝા ! મઝા ! મઝા ! કયાં છે મા, લાડુ કયાં છે ? “ જો આ છોકરાને સાથે લઇને જા. એ બતાવે ત્યાં જજે. ને છોકરાને બહાર રાખજે હોં.”

ભીમ કહે, ભલે મા. ભીમ તો બહુ રાજી થયો. ભીમને લાડુ મળે એટલે બસ. છોકરાને લઇને ભીમ તો ચાલ્યો. પેલા રાક્ષસનું ઘર આવ્યું. પેલા છોકરાએ તે બતાવ્યુ ભીમ છોકરાને બહાર બેસાડી. પોતે ફલંગ મારતો પેઠો અંદર જઈને બેઠો. વારેઘડીએ ઉંચો નીચો થાય ને જૂએ, કે કયાંય લાડુ ! છોકરાએ કહેલું કે હમણાંજ લાડુનું ગાડું આવશે. અને આ લાડુ જમાડનાર જજમાનનું ઘર છે. ઘણી વાર

થઇ પણ ગાડું આવ્યું નહિ. ભીમ તો અકળાય, કે લાડુને હવે કેટલુંક છેટું હશે. ત્યાં તો થોડીવારમાં ગાડાંનો ખખડાટ થયો. ભીમે ઉંચી ડોકે જોયું તો ગાડાં નજીક આવ્યાં. કૂદતોક ને આવ્યો બહાર. ને ચડી બેઠો ગાડાં ઉપર. પેલા ગાડાવાળા તો ગભરાઇજ ગયા. ઓય બાપ ! આતો એકને બદલે બે રાક્ષસ થયા. આ કયાંથી આવ્યો વળી નવો ! આજ તો આપણેય જીવતા જવાના નથી. ભીમે લાડુનું ગાડું સૌથી પહેલું લીધેલું. એક ડાબે હાથે ને બીજો જમણે હાથે. વારા ફરતી માંડયો મોંમાં મારવા. કકડા કરવાની પંચાત કોણ કરે ! થોડીવારે આખું ગાડું ખલાસ. પછી દૂધપાકના ગાડા તરફ નજર નાંખી. દૂધપાક પણ ઠીક ઠીક અડાવ્યો. પુરીઓ ઉડાવી. ગાડાવાળાને કહે, અલ્યા, જાઓ, હવે ચાલ્યા જાઓ. ગાડાંવાળા તો બિચારા જેમ મોતના પંજામાંથી છૂટયા હોય તેમ હાશ ! માંડ છૂટયા એમ ધારીને એમણે તો દોડાવ્યાં ગાડાં બારોબાર.

ભીમ તો પેટે હાથ ફેરવી, નિરાંતે અંદર જઈ સૂતો. આટલું જમ્યા પછી ભીમથી કાંઈ ચલાય તેમ નહોતું. એ તો લાડુના ઘેનમાં ઘસઘસાટ ઉંઘી ગયો. થોડીકવાર થઇ ત્યાં રાક્ષસ આવ્યો. વિચાર કરે છે, કે હજુ સુધી ગાડાં કેમ ન આવ્યાં ? લાવ જોઉં તો ખરો, કે કોઇ માણસ આવ્યું છે ? જ્યાં આવીને બીજા ઓરડામાં જૂએ છે, ત્યાં તો ભીમનાં ફરડ ફૂરડ નસકોરાં સાંભળ્યાં. ભીમ ભર ઉંઘમાં. રાક્ષસ તો

બહુ ખીજાયો. રાક્ષસ કહે, હમણાં આ બિચારૂં મરી જવાનું છે, અને જોને કેવો ઉંઘે છે ! એમ કહી એક પાટુ મારી. ભીમ તો પાટુ વાગતાંજ ફલંગ મારતો ઝપાટાબંધ ઉભો થઇ ગયો.

"અલ્યા, કોણ છું ? કેમ મને સૂતેલાને પાટુ મારી ?



તારા બાપનું કંઇ ખાધું છે ?"

"ઓય માળા ! આ તો વિચિત્ર પ્રાણી લાગે છે" એમ કહી દોડયો ભીમને મારવા. પણ ભીમ કંઇ ઓછો હતો કે ? તેણેય સામી દોટ મૂકી. બંને આવ્યા બથંબથી. ભીમ રાક્ષસને મારે, રાક્ષસ ભીમને મારે. ગડદા, પાટુ, મુક્કી, જે લાગ ફાવે તે એક બીજાને ધડોધડ મારે. માંડી એક બીજા પર તડાપીટ પડવા.

કોઇ કોઇથી ગાંઝયો ન જાય. રાક્ષસ વિચાર કરે છે, કે ઓ હો ! આતો કોઇ જબરો લાગે છે ! ! પણ લાવ, એને જરા ચખાડું. એમ કહી રીસથી એક ઢીકો ભીમને લગાવ્યો. પણ ભીમે એવી સામી ગદા લગાવીને તે રાક્ષસથી ચીસ નંખાઇ ગઇ.

આમ અંદર ધમાધમ થાય. બહાર પેલા છોકરાનો જીવ જાય. એ તો વિચારે, કે હમણાં રાક્ષસ ભીમને મારી નાખશે અને રીસે ભરાયો છે, તે રાજાને અને આખા ગામને બહાર આવીને મારી નાખશે. એ તો બિચારો થરથર ધ્રૂજે.

બેઉ જોધ્ધા થાકતાજ નથી. એવામાં ભીમને રાક્ષસે પછાડી દીધો, ને ઉપર ચઢીને બેઠો. ભીમ બહાર નીકળવા –છૂટવા ઘણાંયે ફાંફાં મારે, પણ તળેથી નીકળાય નહિ. ભીમે જાણ્યું, કે મોત આવ્યું, હવે હોય એટલું જોર અજમાવવું. એમ ધારીને એવો તો જબરો ઉછાળો માર્યો ને, તે રાક્ષસ ધબડાક દઇને હેઠો ! ભીમ તો ચઢી બેઠો ઉપર. રાક્ષસનો એક પગ પોતાના પગ નીચે દબાવી રાખીને એક પગ પોતાના હાથમાં લઇ, દાતણનાં ચીરીઆં કરી નાખે તેમ ભાઇબંધને ચીરી નાખ્યા.

રાક્ષસને મારી નાખ્યો. બેઉ ચીરીઆં ખભે લઇ કૂદતોકને ભીમ આવ્યો બહાર. પેલા છોકરાને સાથે લઇ દરવાજે આવ્યો. બરાબર દરવાજાની સામેજ બેઉ ચીરીઆં ભેગાં કરી, લટલાવી ને નાક કાન કાપી ભીમભાઈ પલાયન થઇ ગયા. કુંભારના છોકરાને નાક કાન આપી દીધાં.

સવાર પડયું. દરવાજો ઉઘડયો. જે દરવાજે આવે તે

મડદું જોઈને નાસે. ગામમાં વાત ચાલી, કે રાક્ષસ દરવાજે આવીને ઉભો છે. જે દેખે તે જીવ લઈને નાસે, પણ કોઈની પાસે જઈને જોવાનીયે હિંમત ચાલે નહિ. રાજાજીને પણ આ વાતની ખબર પડી પ્રધાનજીને સાથે લઈ રાજા જોવા આવ્યા. જોયું ને તપાસ કરી તો રાક્ષસ તો મરેલો. રાજા બહુ રાજી થયા રાક્ષસ મરેલો સાંભળી લોકો પણ રાજી રાજી થઇ ગયા હવે રાક્ષસને કોણે માર્યો છે, એ તપાસ કરવાની હતી. એક સિપાઇ કહે, એ તો મેં માર્યો છે. જઇને જુએ તો રાક્ષસનાં કાન-નાક મળે નહિ. પેલો સિપાઇ કહે, રાક્ષસને કાન-નાક હોયજ નહિ. રાજાજીએ વાત ખોટી માની. સિપાઇ મોકલી કાલે રાક્ષસને ત્યાં જવાનો કોનો વારો હતો તે તપાસ કરાવી, તો પેલા કુંભારના નામની ચિઠ્ઠી હતી. કુંભારને બોલાવ્યો, છોકરે કાન-નાક બતાવ્યાં, રાજાએ બહુ મોટું ઈનામ આપ્યું. પણ રાજાને ખાત્રી હતી, કે આ કામ કુંભારના છોકરાનું ન હોય, તપાસ કરતાં માલૂમ પડયું કે તેને ત્યાં જે મેમાનો આવેલા છે, તેમાંથી એક જણ આ રાક્ષસને મારેલો છે. ત્યારે તો રાજાજી સમજ્યા, કે ભીમ વગર આ કોઈનું કામ હોય નહિ. રાજા કુંભારને ઘેર ગયો, એક બીજાની ઓળખાણ કરી. રાક્ષસને મારવાથી રાજા બહુ પ્રસન્ન થએલો. તેથી પાંચે ભાઇઓ તથા માતા કુંતાજીને ઘણા દિવસ ત્યાં રોકયાં, ને સારામાં સારી સેવા-બરદાસ કરી.

આ પ્રમાણે રાક્ષસનો અંત આવ્યો. ગામમાં ઉજાણી થઇ, સૌએ ખાધું પીધું ને મઝા કરી.



# સોનાનું ઝાડ





એક હતો રાજા. તેને ત્રણ કુંવર. મોટા બેઉ કુંવર રાજાના માનીતા ને નાનો અણમાનીતો.

રાજા રાણી બેઉ રૂપાળાં. એક દી જંગલમાં ફરવા નીકળ્યાં. જંગલમાં એક પરી ફરતી હતી. રાજાનું રૂપ જોઇ તે ખૂશ થઇ.

**પરી**–રાજાજી, રાજાજી.

રાજાજી તો રાણીની વાતોમાં લીન. કયાંથી સાંભળે ? પરીને રીસ ચઢી. તેણે શ્રાપ દીધો. જા તને કોઢ નીકળશે.

રાજા તો થોડા દીમાં કોઢીલો બન્યો.

એક દી રાજાની વરસગાંઠ આવી. દરબારીઓએ નજરાણું અર્પ્યું. એક માછી આવ્યો તેણે ય એક સુંદર માછલીનું નજરાણું અર્પ્યું.

સાંજ પડી. માછલીને રસોઇયો સમારવા તૈયાર થયો. જેવો ચપ્પુ ચલાવવા ગયો કે માછલી બોલી, 'મને મારો નાહ તો હું કંઈક આપું.'

રસોઇયો અજાયબ થયો. માછલી બોલે ! રાજાજીને વાત કરી. માછલી બોલે છે.

બીજે દી દરબાર ભરાયો. માછલીને દરબારમાં આણી.

રસોઇયો જયાં ચપ્પુ ચલાવવા ગયો કે માછલી બોલી, 'મને મારો ના તો હું કંઈક આપું.'

**રાજા**–નહિ મારીએ. લાવ શું આપે છે?

માછલીએ એક સુંદર વીંટી પેટમાંથી બહાર કાઢી. સુંદર વીંટી. ઉપર કંઈક લખેલું. પ્રધાને વાંચ્યું. 'રામદાસ જોષી.'

**રાજા**–રામદાસ જોષીને તેડાવો. જોષ જોવરાવીએ.

જોષીને શોધવા એક બ્રાહ્મણ નીકળ્યો. તે ટહેલ નાખતો ફર્યાં કરે. ફરતાં ફરતાં રામદાસ જોષીનું ગામ આવ્યું:

બ્રાહ્મણે ટહેલ નાખી:

"માછી લાવ્યો માછલી, ઉગમ સરોવર જ્યાંય;
વીંટી નીકળી એહુથી, કહો તે કોની હોય?"

જોષીએ ટહેલ સાંભળી. એક વાર હું ઉગમ સરોવરે ગએલો, વીંટી ખોવાએલી. મારી તો વીંટી નહિ હોય!

**જોષી**–ભાઈ, મારી વીંટી એક વાર ખોવાએલી. ઉપર નામ છે. 'રામદાસ જોષી.

**બ્રાહ્મણ**–હા નામ છે. રાજાજીને મળી વીંટી માગી લો.

જોષી બ્રાહ્મણ બેઉ ચાલ્યા. રાજાનું રાજ આવ્યુ.

દરબાર ભરાયો. કોઢીલા રાજા દરબારમાં આવ્યો જોષીએ વીંટી ઓળખી જોષી કહે વીંટી મારી.

**રાજા**–જોષ જોઇ વીંટી લઇ જાઓ.

જોષીએ જોષ જોયા.

**જોષી**–રાજાજી, આપને સર્વ વાતે સુખ છે.

**રાજા**–કંઇ ઘાત છે?

**જોષી**-તમને કોઢ થયો એ એક ઘાત હતી. હવે નથી. આપ સુખી છો.

**રાજા**-કોઢનો કંઈ ઉપાય ?

**જોષી**—હા. એક ઉપાય છે. એક સોનાનું ઝાડ છે. તેનાં પાન લીલમનાં, ફળ હીરાનાં ને બાકીનું બધું સોનાનું છે. તે ઉપર મધુર નામે પક્ષી વસે છે. એ પક્ષી તમને પ્રશ્નો પૂછે બધા પ્રશ્નોના તમે ખરા જવાબ આપો, તમારા પર તે ખૂશ થાય, ને તમને આશીષ દે તો તમારો કોઢ મટે.

**રાજા**—વધુ માહીતી ?

**જોષી**—નાજી. વધુ નથી જાણતો.

રાજાએ વીંટી જોષીને સોંપી દીધી. જોષી રસ્તે પડયો.

ત્રણેય કુંવરને રાજાએ બોલાવ્યા.

**રાજા**—જે કુંવર સોનાનું ઝાડ લઇ આવે તેને પરણાવું ને રાજ આપું.

ત્રણે કુંવર તૈયાર થયા.

રાજાએ મોટા બેઉ કુંવરને સારા ઘોડા આપ્યા. નાના કુંવરને કાણું ગધેડું આપ્યું. કુંવર ચાલી નીકળ્યા.

થોડેક ગયા. નાના કુંવરનું ગધેડું અટક્યું. કેમે કરી ચાલે નહિ. આસપાસ જોયું. એક ઋષિજી દેખાયા. કુંવર ત્યાં ગયો.

**ઋષિ**–બચ્ચા, શા માટે આવવું પડયું?

કુંવરે બધીય વાત કહી.



ઋષિને દયા આવી. તેમણે પવનપાવડી તથા બે ચીઠ્ઠીઓ કુંવરને આપી. જ્યાં પાવડી અટકે ત્યાં નીચે ઉતરવું. આસપાસ તજવીજ કરવી. કોઇ ન મળે તો ચીઠ્ઠી બાળવી. ગુપ્ત દેખાવ દેખાશે.

કુંવરે ઋષિનો આભાર માની રજા લીધી. તે પવનપાવડી પર બેઠો ને પાવડી ઉડી. દૂરદૂર ઉડીને અચાનક અટકી. કુંવર નીચે ઉતર્યો. આજુબાજુ તજવીજ કરી. એક મંદિર દેખાયું.

કુંવર મંદિરમાં ગયો.

મંદિરમાં પૂજારી બેઠેલો. કાળીચૌદશની રાત્રી હતી. દેવીને મનુષ્યનો ભોગ આપવાનો હતો. અચાનક કુંવર ત્યાં આવી ચઢયો. પૂજારી ખુશ થયો ને કુંવરને ભોળવ્યો.

**પૂજારી**–કુંવરજી, ચાલો, મંદિર બતાવું.

પૂજારી આગળ ચાલ્યો. કુંવર જોતોજોતો પાછળ ચાલ્યો.

પ્રથમ ઓરડી અજવાળાવાળી. બીજી તેથી ઓછા અજવાળાવાળી. એમ ચાર ઓરડી પસાર કરી. પાંચમી ઓરડીમાં ખુબજ અંધારૂં. કયાંથીય પ્રકાશ કે અજવાળું ન આવે.

પૂજારીએ દીવો કર્યો. કુંવર થરથરી ગયો.

બરાબર મધ્યમાં એક ઘણીજ શ્યામરંગી મૂર્તિ હતી. આજુબાજુ પુષ્કળ લોહી રેડાયલું હતું, બદબો આવતી મૂર્તિની આસપાસ લોહી તરસ્યા સાત નોકરો ઉઘાડી તલવાર લઈ ઉભા હતા.

પૂજારીએ હુકમ કર્યો કે કુંવરને બાંધો. નોકરોએ કુંવરને બાંધ્યો. ઘણું બળ વાપર્યું, છતાં તે હાર્યો.

પૂજારીએ કુંવરને મદિરા પાયો. કુંવર બેભાન બન્યો. બધાએ એકેક તમાચો લગાવ્યો. થુંકયા, છેવટે પૂજા કરી.

પૂજારીએ હુકમ કર્યો, કુંવર પર તલવાર ચલાવો.

એક સામટી સાત તલવાર ઉંચી થઇ. નીચે ઉતરે ત્યાં તો એક ભીષણ અવાજ આવ્યો. 'સબુર, સબુર.'

અચાનક એક ઋષિ ખડા થયા. નોકરોએ ઉગામેલી તલવારો પડી ગઇ. પૂજારી ધ્રુજી ઉઠયો.

ઋષિએ કુંવરનો જીવ બચાવ્યો. પવન પાવડી દેનાર ઋષિ તે આજ.

**ઋષિ**—હવે ભય નથી. કામ સફળ થશે.

બન્ને છુટા પડયા. કુંવરે ઋષિનો આભાર માન્યો.

કુંવર પાવડી પર બેઠો. સરરરર કરતી પાવડી ઉડી. હજારો માઇલ કાપી નાખ્યા. એકાએક પાવડી અટકી. કુંવર નીચે ઉતર્યો. આજુબાજુ તજવીજ કરી. કોઇ ન દેખાયું. કુંવરે ચીઠ્ઠી બાળી.

પાંચ નદીનો સુંદર સંગમ દેખાયો. કુંવર રાજી થયો. રસ્તો ખરો! કુંવર નદીઓ તરી ગયો. પવનપાવડી મારી મૂકી. થોડેક ગયા એટલે પાવડી વળી અટકી.

એક પર્વત દેખાયો.

પર્વત પર એક રમણીય જગા. ત્યાં એક સરોવર. સરોવરની મધ્યમાં સોનાનું ઝાડ, ત્યાં મધુર પક્ષી વાસો વસે.

કુંવર ચાલ્યો. જગા શોધી કાઢી. સોનાનું ઝાડ મળ્યું.

પક્ષી *સોતું ઝાડ લઇ કુંવર રસ્તે પડયો. થોડા દિવસમાં કુંવર ઘેર.

મોટા બંને કુંવરનો પત્તો ન લાગ્યો. રાજા દુઃખી થયો, પણ ઝાડ જોતાં નિરાશા જતી રહી. રાજા આનંદમાં આવ્યો.

બીજો દિવસ થયો. દરબાર ભરાયો. સોનાનું ઝાડ સૌએ જોયું. સૌ નવાઇ પામ્યા. ઘણુંજ સુંદર ઝાડ. મધુર પક્ષી તો તેથી ય સુંદર.

**મધુર પક્ષી**—રાજા, રાજા, મારા પ્રશ્નોના જવાબ દે તો કોઢ મટે.

રાજા વિદ્વાન હતો.

**રાજા**—પૂછો પ્રશ્ન.

**મધુર પક્ષી**—એક ?

**રાજા**—સૂર્ય એક છે. ચંદ્ર એક છે. ઇશ્વર એક છે.

**મધુર પક્ષી**—છ ?

**રાજા**—ઋતુ છ છે. જીભના રસ છ છે. શાસ્ત્ર કે દર્શન છ છે.

**મધુર પક્ષી**—સાત ?

**રાજા**-વાર સાત છે. મુનિ સાત છે. સ્વર સાત છે.

**મધુર પક્ષી**-ઉત્તમ ગુણ કયો ?

**રાજા**-સત્ય.

**મધુર પક્ષી**-ઉત્તમ સુખ કયું ?

---

* સહિત

**રાજા**–સંતોષ.

**મધુર પક્ષી**–ઉત્તમ લાભ કયો ?

**રાજા**–આરોગ્ય લાભ.

**મધુર પક્ષી**–સ્વર્ગ શાથી મળે ?

**રાજા**–સત્ય બોલવાથી.

પ્રશ્નોત્તર પુરા થયા. રાજાએ બધા પ્રશ્નોના ખરા ઉત્તર આપ્યા. પક્ષી ખૂશ થયું.

**મધુર પક્ષી**—રાજા, રાત્રે ઉંઘમાં પડતાં તારો કોઢ મટી જશે.

સવાર થયું. રાજા ઉંઘીને જાગ્યો. શરીર જુએ છે તો સોનેરી. કોઢ મટી ગએલો. રાજા ખૂશ થયો.

દરબાર ભરાયો. રાજા આવ્યા. કુંવર આવ્યા. સૌ મંડળ આવ્યું. મધુર પક્ષી પણ આવ્યું. રાજાએ કુંવરને રાજ આપ્યું. રહેવા નવો મહેલ દીધો.

રાજા સુખી થયા. કુંવર રાજી થયો.

કુંવર તથા પક્ષી નવા મહેલમાં રહ્યાં. બંને વચ્ચે માયા બંધાઇ. કુંવર વગર પક્ષી જમે નહિ. પક્ષી વગર કુંવર અન્ન ન લે. એમ ઘણા દી વીતી ગયા. એક દી બંને વાતો કરતાં હતાં. કોયલ ટહુકતી હતી. પક્ષીને ગાવાનું મન થયું. તેણે ગાયું:—

( શે'રનો સુબો ક્યારે આવશે રે–એ રાગ )

વાગે વધાઇ વસન્તની રે,
ફૂલડે ઉડે એની ફોર રે કોયલ બ્હેની !
એક 'કૂહૂ' કર આજનું રે–(ટેક)

મ્હોરી લતા કંઇ માંડવે રે,
મીઠો આંબલિયાનો મ્હોર રે કોયલ બ્હેની ! એક.

વન–વન વેણુ વિહંગનાં રે,
ઘર–ઘર ગાજતાં ગાન રે કોયલ બ્હેની ! એક.

(બોટાદકર)

ગાન પુરૂં થયું. કુંવર આનંદમાં આવી ગયો.

**કુંવર**—માગ, માગ. મારૂ વચન છે, જે માગે તે આપું,

**મધુર પક્ષી**–જો વચનથી બંધાયા હો તો આવતી કાલે મારી પાંખો કાપી મને અગ્નીમાં બાળી દો.

**કુંવર**–અરરર ! એ શું માગ્યું ?

કુંવર દુઃખી થયો. આખો દી જમ્યો નહિ. રોયાં કર્યું, પણ વચન જાય !

બીજો દિવસ થયો. શહેર બહાર ચિતા ખડકાઇ. પક્ષીને લઇ કુંવર આવ્યો. આખું નગર જોવા આવ્યું. કુંવરે પક્ષીની પાંખો કાપી. પક્ષીને અગ્નીમાં ફેંકી દીધું. કુંવર ખૂબ રોયો.

થોડી વાર થઈ. એકાએક કંઈક ચમત્કાર દેખાયો. ચિતામાંથી સુંદર પરી જેવી એક સ્ત્રી બહાર આવી. કુંવરને પગે લાગી. નગરલોક નવાઈ પામ્યાં.

કુંવર દરબારમાં આવ્યો. રાજા દરબારમાં આવ્યા. દરબાર ભરાયો. રાજાએ આ સ્ત્રીને કુંવર સાથે પરણાવી.

મધુર પક્ષીનું નામ 'મધુરી' પડ્યું.



# વાદળાં પર ચઢાઇ



રામપુરની છાવણીમાં નોકરી કરતાં દોઢ ડઝન વરસ ગયાં પણ લડવાનો વખત ના મળ્યો. ચૌદની સાલમાં ચાર ચાર વરસની લડાઇ જાગી. પણ કોણ જાણે હુ સડેલો ગોટલો ના હોઉં તેમ મને ત્યાં કોઈ લઈ ન ગયું.

મને લડવાનો બહુ શોખ. મારાં કાંડાં મજબુત પોલાદનાં છે, આંગળાં સુકી લાકડી જેવાં ને નખ તો જાણે પાવડા જવા, પણ મારે લડવું તે કોની સામે ?



એક વખત હું પથારીમાં પડયો પડયો ઘોરતો હતો. જ્યારે મારા હાથમાં ખુબ ખુજલી આવે ત્યારે બહાર ચોગાનમાં જઇ ચકલાં પર ગોળી તાકું કે તલવારથી બાવળનાં દાતણ વાઢું. પણ કાલે રાત્રે તો મને ખુબ વિચાર થયા. ને હું તો ધુંધવાતો ઉંઘ્યો.

ચોમાસાનો દહાડો. રાત્રે વાદળ ગાજ્યાં ને વીજળી ચમકી. હું સ્વપ્નામાંથી ઝબકતો ને ગડગડાટથી સામું લશ્કર આવ્યું જાણી તલવાર લઇ ધસ્યો. ત્યાં તો મારો પડોશી સિપાઈ આવી કહે, અરે મીયાં સા'બ, શું વાદળ પર ચઢાઇ માંડી છે ?

# અમર આશા



અજવાળી પુનમની રાત હતી. ફળીમાં અમે સૌ બેઠાં હતાં. ત્યાં મારા કાકા ગામતરેથી રાતે પાછા આવ્યા. અમે સૌ કાકાને પુછવા લાગ્યાં; કાકા તમારા જગુને કાં તેડતા ન આવ્યા ? અમને ત્હેના વિના જરાયે ગમતું નથી ?

“પણ એ જગુ કોણ હેં ? કહો તો ?” અમ્હારામાંથી કોકે પુછયું.

પછી કાકાએ કહ્યું.

જગુ નબાપો; નમાયો એક બીચારો ગરીબ છોકરો હતો, “ હું, પણ તે ? ” કોકે પુછયું.

કાકાએ કહ્યું, “ એજ વાત કરૂં છું ને. ”

*　　　*　　　*　　　*

જગુ, આનન્દ અને આશા મારા પાડોશીઓનાં છોકરાં હતાં. જગુની અગીઆર, આનન્દની આઠ અને આશાની બાર વરસની ઉમ્મર હતી. જગુને આનન્દ હારે બહુ હેત હતું આનન્દ વિના તેને ઘડીએય ગોઠે નહી. તળાવની પાળે, વડલાની ડાળે, નદીનાળે આનન્દને ઘણીએ વાર ગોતવા જગુ અને આશા ખરે બપોરે આથડે, રસ્તે કાંટા વાગે, કાંકરા ખુંચે, ખાડે ખાબોચીએ પડે આખડે, કોઇવાર વાગે તો રોઇ પણ પડે. અને આંસુડાઓ પણ ખરે તોય ત્યાં સુધી તેઓને જંપ ન વળે. એવી ત્રણે વચ્ચે ભાઇબંધી હતી.

અષાડ મહીનો હતો. દીરાત અનરાધાર મે વરસે. ગામની શેરીઓમાં પાણીની નદીઉં હાલી. જાવડ ભાવડ દી. ટાઢીટમ રત. છોકરાંઉંને આ બહુ ગમે. હાંઉ. આવા કાળ છે ને એક દી વરસાદ રહી ગયો. આકાશે ઉઘાડ દેખાણો. મજાની સાંજ ખીલી. પંખીડાં પાંખો ફડફડાવતાં કીલકીલાટ કરતાં ઉડવા લાગ્યાં.

છોકરાંઓને આજે ઘરમાં પૂરાઇ રહેવું પાલવે તેમ ન્હોતું. આજ તેમનાં હૈયાં હાથમાં નોતાં રેતાં. આજ તેમને કુબા કરવા હતા, આજે ન્હાનકડી નદી, નાનકડી તળાવડી, બનાવવી હતી. ખળખળ વહેતા પાણીમાં પગ રાખી પગ ધોવા હતા. છબછબીઆં ઉડાડવા હતા. અરે, કંઇ અવનવી રમતો ખેલવી હતી. આવાં મ્હોટાં કામો પડતાં મૂકી ઘરખૂણે ભરાઈ રહેવાનું તેઓને ફાવે તેમ ન્હોતું. ધરણીમાનો ખોળો ખુંધ્યા વિના આજે ચાલે તેમ ન્હોતું.

પાદરના વડનો આજ પોરસ માતો ન્હોતો. નદી આજ તેના દોસ્ત દરીઆને મળવા દોટ દેતી જાતી હતી. માથેથી પાણીનું બેડું ઉતારીને જેમ તારી કાકી નીરાંત કરીને બેસે તેમ સાંજ આજે મરકતે મોઢે બેઠી હતી, તે દીની મજા કહી ન જાય એવી હતી.

* * * *

તે દી થનગનાટ કરતી આશા ઓરડામાંથી ઓશરીમાં ઓશરીમાંથી ફળીઆમાં, ને ફળીઆમાંથી શેરીમાં આવી. કોકના કુબાને ભાંગી નાંખતી, કોકના વેળીઆઓની પાળો તોડી દેતી, પાણી ઉડાડતી, કાદવ ખૂંદતી તોફાની આશા બોલીઃ—

કાચનો કુંપો, તેલની ધાર,
મારા ભેરૂને આવતાં કેટલી વાર?

આ તો આશાનો બોલ હતો. હવે આનન્દથી ઘરમાં કેમ રહેવાય! નાગો તે નાઠો. ફડાક કરતાં ડેલીના બારણું ખોલ્યાં. અને બ્હાર આશા ઉભી હતી ત્હાં આવ્યો. તેણે કહ્યું, આશા કેમ કેવી મઝા! આ બીચારો મે સારો હો! આ ડોસલા વડલાને નવરાવ્યો! આ ઉની ભોંયને ઠારી! ખરૂંકને! એલી, આ મોર તો જો! વાહ ભાઈ વાહ! કળા કરીને નાચે છે. આશા કં‹ છે કે નદી હીલોળે ચડી છે. આશા, હાલ્ય બે, આપણેયે જોવા જાંઈ! હેં જાશું ને?

આશા અને આનંદ હડી કાઢીને નદીને કાંઠે આવ્યા.

*   *   *   *



નદીના પુરમાં એક વાછડી તણાતી હતી. આનન્દે

તેને દીઠી. એ આશા જો તો ખરી ! અમારી સદુ નદીમાં નાવા પડી તે. આપણે નાવા પડશું ? ખુબ મઝા થાય હો ! ચાલતો સદુને પહેલું કોણ ઝાલે છે ?

ત્યાં તો ભફાંગ ભફાંગ ના અવાજ થયાં, નદીના પાણી થોડાં ઉછળ્યાં ને શમાઈ ગયાં.

સદુ, આશા ને આનન્દ નદીના જળમાં અલોપ થઇ ગયાં.

જગુ ત્યહાં આવ્યો. આશા ને આનન્દ તેને ફરી ન મળ્યાં. નદીનાં નીર ઉતરી ગયાં હતાં. જગુની બન્ને આંખોમાં આસુડાં ઉભરાતાં હતાં.

નદીને સામે કાંઠે ભેખડ હતી. ભેખડ ઉપર ભરવાડ ડાંગને ટેકો દઇને વાંકો ઉભો ઉભો ગાતો હતોઃ—

એ તો હવે ફરશે નારે, ફરશે ના, હવે ફરશેનારે,
ભર તોફાને હોડી હંકારી, કાંઠે હવે લાધશે નારે,
એ તો હવે પૂરશે નારે.
કોઇ ઘેલુડાનો સાદ સૂણી, ગયો રોણું પાછળ મુકી
હવે એને ભુજ ભીડીને હૈડે તું ધરશે નારે,
એ તો હવે ફરશે નારે.

જગુની આશા ખોવાઇ જતાં તે ઝુરે છે. ઘણીએ વાર ખોવાએલી આશા જડી છે–તે કહે છે, હજીએ જડશે.

× × × ×

ઘરડેરાંઓએ કહ્યું, "ગાંડો, હવે તે આશા કંઇ મળે કે !

કેટલાંક છોકરડાંઓએ કહ્યું, " હા હા જડે હોં ! ! !






અગાઉ મગધ દેશમાં શ્રેણિક નામના મહારાજા રાજ્ય કરતા હતા. તેમને દશ પુત્રો હતા તેમાં અભયકુમાર બહુ બુદ્ધિશાળી ગણાતા. એમની ચતુરાઈ નાનપણમાંથીજ દેખાઇ આવતી. આખા રાજ્યની પ્રજા એમની બુદ્ધિના વખાણ કરતી. પણ એ ઉંમરે નાના હતા, તેથી રાજ્ય તેમને આપવું એ રાજનીતિથી વિરૂદ્ધ ગણાય. માટે દરેક પુત્રોની પરીક્ષા કરી જે યોગ્ય હોય તેનેજ રાજ્ય આપવું એવું શ્રેણીક મહારાજાએ નક્કી કર્યું.

એક દિવસ એક ઉંડા ખાલી કુવામાં પોતાની વીંટી નાખી દઈ મહારાજાએ પોતાના સઘળા પુત્રોને બોલાવી કહ્યું. "પુત્રો, મારી વીંટી પેલા કુવામાં પડી ગઇ છે. તે અંદર કોઇ ઉતર્યા સિવાય બહાર કાઢી લાવો."

સહુ વિચારમાં પડયા એ શી રીતે બને? પણ અભયની બુદ્ધિને એ વાત નજીવી લાગી. તેણે છાણનો લચકો લઈને તે વીંટી પર બરાબર પડતો મૂક્યો. થોડા દિવસમાં છાણ સૂકાઇ ગયું અને તે સાથે વીંટી પણ ચોંટી ગઈ. અભયકુમારે પાણીનો ધોધ અંદર વહેવડાવ્યો. એટલે

પેલું છાણું ઉપર તર્યું. અભયકુમારે છાણું કાંઠે ઉભા રહી લઈ લીધું અને સાથે ચોંટેલી વીંટી કાઢી પિતા પાસે રજુ કરી.

અભયની આ ચતુરાઈથી રાજા–પ્રજા સહુ ખુશી થયા. પણ બીજા ભાઇઓમાં ઇર્ષાનું જોર વધ્યું. છતાં પરીક્ષા કરવા માટે રાજાએ ફરીથી તેમને એક ઓરડામાં પૂર્યા. અંદર પાણીનાં માટલાં મૂક્યાં અને ખાવા માટે 'ખાજા'ના કંડીયા મૂકયા. પછી હુકમ કર્યો કે માટલું ઉઘાડી પાણી પીવું નહિ અને કંડીયાનું મોઢું છોડી ખાજા ખાવા નહિ. કુમારોને ખૂબ ભૂખ લાગી. પણ શું કરવું ? પિતાનો હુકમ કેમ તોડાય ? અંતે અભયને સહુ ભાઇઓએ આજીજી કરી એટલે તેમણે રસ્તો બતાવ્યો. લુગડું પાથરી દરેક કંડીયાને એક બીજા સાથે અફળાવો અને નીચે ભૂકો પડે તે ખાઈ જાવ. માટલાપર કપડાં વીંટાળો અને તે ભીનાં કપડાં નીચોવી પાણી પીઓ. સહુ ખુશ ખુશ થઇ ગયા અને અભયને આશિર્વાદ આપવા લાગ્યા. બીજે દિવસે જુએ તો ખાજા ખવાઇ ગયા હતા. પાણી પીવાયું હતું અને હુકમનો ભંગ થયો ન હતો. રાજા અભયની સૂચના સાંભળી ઘણાજ ખુશી થયા, છતાંય અભયને જરા પણ અભિમાન આવ્યું નહિ.

એક દિવસ રાજાને ચિંતાતુર જોઈ અભયકુમારે પૂછયું. "પિતાજી ! શી ચીંતા કરો છો ? અમે આપનો હુકમ ઉઠાવવા ખડે પગે તૈયાર છીએ. માટે અમને જે હુકમ હોય તે ફરમાવો."

અભયની નાની ઉમરમાં આવી બહાદુરી જોઇ મહારાજાની છાતી હર્ષમાં ગજગજ ઉછળવા લાગી. અંગરખાંના

બંધ છૂટવા લાગ્યા. અને પાસે બેઠેલા સહુ કોઇના મુખમાંથી નીકળી ગયું કે "પુત્ર હોય તો આવાજ હજો કે જે માતપિતાના નામની આખા જગતમાં જયજય બોલાવે."

એ ગામમાં એક માણુસ હતો તે આંખે અંજન લગાવી શ્રેણીક મહારાજાનું ભાણું અભડાવીને લઇ જતો. કોઈ તેને જોઇ શકતું નહિ. તેથી એ ચોર પકડાતો ન હતો. તથી મહારાજા બહુ ચીંતાતુર રહેતા. અભયકુમાર પાસે તેમણે એ વાત કહી. અભય તો બુદ્ધિશાળી હતા. તેમણે તરતજ તેનો ઉપાય શોધી કાઢયો.



બીજે દિવસે જમવાનો વખત થયો તે વખતે અભયકુમારે ચોતરફ ધુપનાં કુંડાં મૂકાવ્યાં અને તે ઉપર બીજા

કુંડા મૂકી ઢંકાવી રાખ્યાં. જ્યારે થાળ આવ્યો અને મહારાજા જમવા બેઠા કે તરતજ પેલાં કુંડાં ખુલ્લાં મૂકવામાં આવ્યાં. આવનાર માણસની આંખમાં ધૂમાડો ગયો અને અશ્રુ આવી ગયાં તે લૂછતા પેલું અંજન પણ સાથોસાથ લૂછાઈ ગયું. તરતજ તેને સહુ કોઇ જોઇ શક્યું. અભયકુમારે તેને પકડયો. પણ ઉદારતા સાથે ફરી વખત એવો ગુન્હો નહિ કરવાનું કહી જવા દીધો. તેની એવી ઉદારતા જોઇ આખી પ્રજામાં એની વાહ વાહ બોલાઇ.

મહારાજાએ જોયું તે રાજ્યને યોગ્ય અભયજ છે. તેથી તેમણે પોતાનું રાજ્ય અભયકુમારને સોંપી પોતે નિવૃત થયા.





# ઢોંગી ડોશી

એક ગામમાં એક ડોશી રહેતી હતી. તેને મોટુ કુટુમ્બ નિભાવવાનું હતું. ધણી હતો નહિ. તેને ત્રણ છોકરા હતા અને બે પુત્રીઓ હતી.

એક દિવસે તેણે વિચાર કર્યો કે મારાથી આખા કુટુમ્બનું ભરણપોષણ થતું નથી તો હું સાધ્વી બની જાઉં તો ઠીક પડે, આ વિચાર તેણે તરતજ અમલમાં મૂકયો. તે સાધ્વી થઇ. હાથમાં માળા ને તુંબડી પકડી. આખા શરીરે રાખ લગાવી. ફરતી ફરતી એક સારા ગામની નદી આગળ આવીને ઝાડ તળે બેઠી. ત્યાં આગળ સહેજ નાની મઢૂલી બનાવી. તેનાં છોકરાંને બીજે ગામ મોકલ્યાં અને કહ્યું કે સર્વે રાત્રે આ મઢૂલી આગળ આવવું; અને જે કંઈ મળશે તે ખાઇશું.

નદી કીનારે ડોશીને જોઈને લોકો વિસ્મય પામ્યા. તેઓ તો એમ માનવા લાગ્યા કે આ ભગવાનનો દૂત છે. આવું કેટલાક માનીને ઘણા લોકો ડોશી પાસે ગયા.

ડોશીમાએ તો આ બધાં માણસોને દેખતાં જ ધ્યાન ધરવા માંડયું. ઘડી થાય ને રામ, રામ બોલે. વળી કોઇ વખત લોકો આગળ મોટી મોટી કથાઓ કહી સંભળાવતી. ઘડી ઘડી દરેક માણસને બોધનું વચન સંભળાવે કે 'સુખ દુઃખમાં દરેક માણસે સમાન રહેવું જોઇએ. ઈશ્વર ગમે તેવી કસોટીએ ચઢાવે તો તેમાં કાયરની માફક કંટાળી જવું નહિ' જો કે આ સુત્રો વેદનાંજ હતાં છતાં ડોશીમા આ સુત્રોને અમલમાં મૂકતાં હતાં કે નહિ તે વિશે બહુજ શંકા હતી. વળી ડોશીમા કહેતાં કે મારે એક છોકરો હતો તે મરી ગયો ત્યારે મને જરા પણ શોક થયો ન હતો, અને થોડા વખત પછી મારી પાસે ઘણું દ્રવ્ય આવ્યું હતું છતાં હર્ષ પણ થયો ન હતો. આવી રીતે સુખ અને દુઃખ મને જરા પણ સ્પર્શ કરી શકતાં નથી. આવી આવી વાતો કહે એટલે લોકો તો તેને પવિત્ર સાધ્વી તરીકે પૂજવા લાગતા. લોકો તો તેની આગળ ઘી, લોટ, મેવો, વગેરે લાવવા લાગ્યા. રાત્રે બધાં ભેગાં થતાં અને સુખેથી ખાતાં. સવારે છોકરાં પોતપોતાના સોંપેલા ગામ જતાં રહેતાં.

એવામાં એક છોકરો, બહુજ મસ્તીખોર ત્યાં આગળ આવ્યો. તેણે બધી આ વાત સાંભળી. રાત્રે છાનો માનો તે મઢૂલી આગળ આવીને, ડોશીના કૂટુમ્બને જોઇ ગયો.



થોડા દિવસ બાદ આ છોકરો ડોશી પાસે વીલે મોંઢે આવ્યો; ને ડોશી આગળ દંડવત પ્રણામ કરી ઉભો થયો. ડોશીએ પૂછ્યું "વત્સ ! તું શામાટે રૂવે છે. તારા દુઃખનું કારણ શું છે. શોક તને કેમ સ્પર્શ કરે છે !!" છોકરો રડતો રડતો બોલ્યો કે "ડોશીમા તમારો એકનો એક છોકરો પેલા ગામમાં મરી ગયો છે." ડોશીમા હવે ગભરાયાં. તેમના મોંઢા ઉપરથી બધા હોંશ ઉડી ગયા. બધા લોકો આ બનાવ જોઇને સમજી ગયા કે ડોશીમા તો ઢોંગી છે. તે તો પોતાની પ્રભુતા ખોટી રીતે બતાવતી હતી. ડોશીમા તો રાત્રે ઉઠીને ચાલતાં થયાં.

બધા લોકો આ છોકરાને વખાણતા ઘેર ગયા ને પોતાની મૂર્ખાઇ પર હસવા લાગ્યા.

હે વ્હાલા બાળકો ! તમે ગમે તે માણસને વશ થતા પહેલાં તેની પરિક્ષા કરવા ચૂકશો નહિ. બોલો આવી તમારી યુકિત ચાલે.

# કણબી ને શિયાળ

એક હતું શિયાળ, શિયાળભાઇ ખરાને તે એક કણબીની વાડીમાં ગરીને રોજ ચીભડા ખાય.

કણબીને એની ખબર પડી. કણબી તો એવો ખીજાણો, એવો ખીજાણો કે નો પૂછો વાત. કણબી તો કે, આજ રાતે એની વાત છે. તે શિયાળના એવા હાલ કરૂં કે ચીભડા ખાતા તો શું પણ વાડીની સામું જોતાયે ભુલી જાય.

રાત પડીને કણબી તો શિયાળ ચીભડા ખાવા આવતું, ત્યાં સુઇ જવાનો ઢોંગ કરીને છાનો માનો પડી રહ્યો.

શિયાળભાઇ તો રોજના વખતે આવ્યા ને વાડીમાં જ્યાં ગરવા જાય, ત્યાં તો કણબી સુતેલો. ભાઇ તો વાડની ઓથે ઉભા રહીને જોવા માંડયા, કે કણબી ઉંઘે છે કે જાગે છે.

કણબી એવો ઢોંગ કરીને સુતેલો કે હાલેય નહીં ને ચાલેય નહીં.

શિયાળ તો કે, કણબી ઉંઘી ગયો છે. જાવા દેને વાડીમાં. ખાવા દેને ચીભડા. એનાથી શું થાવાનું છે. એમ કરીને ગયા ઇતો વાડીમાં. ને જ્યાં ચીભડા ખાવા જાય. ત્યાં કણબી એ ચપ કરતાને ડોક પકડી.

ત્યાં તો શિયાળ કે મને કયાં પકડયું છે, ઇતો ડોકને પકડી છે.

કણબી કે, હેં એ. એ. એમ કરીને જ્યાં મોઢે પકડવા જાય કે શિયાળ ભાઈ નાઠા.

કણબી તો એની પાછળ ઘણોય દોડયો પણ એમ કાંઈ હાથમાં આવે ! પણ શિયાળ ભાઇ ચીભડા ખાતા તો શું પણ વાડીની સામું જોતાય ભુલી ગયા હો !



# દેડકાંનો રાજા !



મોટું એવું તળાવ હતું. ઘણાં દેડકાંનો એમાં વાસો. એક વખત બધાં દેડકાંની સભા મળી. એક દેડકાભાઈ જરા વધારે ડાહ્યા હતા. એ કહે, "સાળું, પ્રાણીઓનો રાજા સિંહ ને પક્ષીઓનો ય રાજા ગરુડ. બધાંયને એમના રાજા જુદા અને આપણેજ રાજા વિનાના ! આપણોય એક રાજા હોવો જોઈએ."

કેટલાક દેડકાંએ આ ભાઇના મતને ટેકો આપ્યો.

સૌ વિચાર કરવા લાગ્યાં: "હવે રાજા કોને બનાવવો ?"

એટલામાં એક ઘરડો દેડકો ઉભો થયો. એ કહે, "સાંભળો ભાઇ, આ આપણા તળાવની જમણી બાજુએ એક લાકડાનું સુંદર ડીમચું છે. બહુ ભલું છે ને બહુ શાંત છે. રૂડું મઝાનું છે. જાણે મોટો તપેશરી. એને મન તો કોઈનું ભલું ભુડુંય નહિ. લાયક રાજા તો એ છે."

એક દેડકીબાઇ ઉભાં થયાં. એ કહે, "વાત તો ખરી છે. એ પ્રમાણેજ થવું જોઈએ.

વધુ મતે તેમણે ડીમચાને રાજા ઠરાવ્યો. પણ ડીમચું તે ડીમચું. એ તે કાંઇ જોઇ શકે ? સાંભળી શકે ? કે બોલી શકે એનું નામ કાંઈ નહિ.

આ તો કોઈ ફરિયાદ કરવા જાય તો ડીમચાભાઇ સાંભળે નહિ ને ન્યાય આપેય નહિ. બધાં દેડકાંને દુઃખના દહાડા આવ્યા. એ તો બધાં કંટાળી ગયાં. બધાં કહે, "આ તો મૂર્ખો રાજા છે."

એમણે તો ફરી સભા ભરીને ડીમચાભાઈનું રાજ્યાસન ખુંચવી લીધું. પછી એ તો નવા રાજાનો વિચાર કરવા લાગ્યાં.

છેવટે એમણે એક બગલો રાજા ઠરાવ્યો.

પણ બગલાભાઇ તો લહેરી. એમનું ધ્યાન જબરૂં. એ ચોટ ન ચૂકે.



એમણે તો પોતાનો અમલ ચલાવવા માંડયો. બગલાભાઇએ તો પહેલે દિવસે દસ દેડકાં ખાધાં, બીજે દિવસે વીસ ને ત્રીજે ત્રીસ. એમ વધતુંજ ચાલ્યું. બધાં દેડકાં બી' ગયાં.

સૌ કહે "હવે તો બહુ થઈ. રાજા તો પ્રજાનું પાલન કરે; આમ ભક્ષણ ન કરે. આ રાજા આપણે ન જોઈએ. આપણે તો આપણી ગતી જાણે એવોજ રાજા જોઈએ."

એટલામાં એક બંદુકવાળા ભાઇ ત્યાં થઇને જાય. એને થયું, "આ બગલે બહુ દેડકાં ખાધાં છે ને વળી બહુ જાડો છે. આ ઠીક છે." આમ કહીને એણે ગોળી છોડી. બગલાભાઇના રામ રમી ગયા. એમને બંદુકવાળો લેઈ ગયો.

દેડકાંને તો 'ભાવતું'તું ને વળી વૈદે કહ્યું.' એવું થયું ! એમને તો રાજા બદલવો હતો ને વળી રાજા મરાયો.

ફરી સભા ભરાઈ. આ વખતે એક ડાહ્યો દેડકો બોલ્યો, "ભાઈઓ, આપણી ગતિ આપણેજ જાણીએ. બીજાને આપણા વ્યવહારની શી ખબર ? આપણે તો આપણી જાતનોજ રાજા જોઈએ. અને એવું થશે તોજ આપણે સુખી થઇશું.

બધાંએ મળીને એક જાડો, ડાહ્યો ને સુંદર દેડકો શોધી કાઢયો. બધાએ એને રાજા નીમ્યો. બધાં એને બડો ભાઈ કહે.

આ બડાભાઇ તો દેડકાંની દાદ સાંભળે. વિચાર કરીને ન્યાય આપે ને રામરાજ્ય ચલાવે. એ તો ગમે એટલું તોય જાતિ અનુભવી રાજા.

સઘળાં દેડકાં રાજી થયાં. બડાભાઇની વાહવાહ કરેવા લાગ્યાં. બધાં આનન્દથી રહે છે. ડ્રાઉં, ડ્રાઉં કરે છે, ખાય છે, પીએ છે, કુદકા મારે છે ને મઝા કરે છે.



# લાકડાનો ઘોડો



નર્મદાના કિનારે માહિષ્મતી નગરીમાં હૈહય વંશના રાજાઓએ ઘણાં વર્ષો સુધી રાજ્ય કર્યું છે. એક વખત ત્યાંના એક રાજાએ વિજયાદશમીએ એક ભારે ઉત્સવ ઉજવ્યો. દેશ દેશના લોકો ત્યાં આવ્યા. તેમાં એક કાશ્મીરનો કારીગર આવ્યો હતો. તે એક લાકડાનો ઘોડો બનાવીને લાવ્યો હતો. દરબારમાં જ્યારે તેનો ઘોડો બધાયે જોયો ત્યારે તેને હસવા લાગ્યા. આથી કારીગરે રાજાને કહ્યું, –અન્નદાતા! આપ બધા આ ઘોડો જોઈ હસો છો પણ જ્યારે તેના ગુણ જાણશો ત્યારે મને ભારે ઈનામ આપવાનું મન થશે અને મારૂં સારૂંય દુઃખ દૂર થશે.

કારીગરની વાત સાંભળી રાજકુમારે પૂછ્યું–તમારા આ ઘોડામાં શો ગુણ છે? કારીગરે કહ્યું–આપ તેના પર સ્વાર થાવ અને તેની જે કળ છે તે ફેરવી પરિક્ષા કરો



આ વાત સાંભળી રાજકુમાર ઉછળીને ઘોડાપર સ્વાર થઇ ગયો. તેણે જેવી કળ ફેરવી કે તરતજ ઘોડો વાયુવેગે ઉડતો ઉડતો નજર બહાર જતો રહ્યો.

રાજકુમાર ઘોડાની સ્વારીમાં નિપુણ હતો. તેથી તે જરાય ન ગભરાયો. તે તો ખુશી ખુશી થતો હતો. પછી તેણે ઘોડાને રોકવા માટે કળ ઉંધી ફેરવી પરંતુ ઘોડો તો વધુ વેગી થયો. રાજકુમારની બુદ્ધિ ચક્કર ખાવા લાગી. પણ તે હિંમત ન હાર્યો. તેણે ઘોડાને રોકવાની બીજી વસ્તુની તપાસ કરવા માંડી. ત્યાં તો એક નાની કળ જડી આવી. તે ફેરવતાં ઘોડો ધીમો પડયો અને ધીરે ધીરે નીચે ઉતરવા લાગ્યો. પછી તે એક મહેલની છત પર જઇ અટકયો.

આ વખતે રાત પડી હતી. રાજકુમાર થાકી લોથ થઇ ગયો હતો. કકડીને તેને ભૂખ લાગી હતી. તે નીચે

ઉતરી એક વિશાળ ઓરડામાં ગયો. ત્યાં એક સુંદર સ્ત્રી પલંગ પર નિદ્રાધીન થઈ હતી. બાજુમાં જમીન પર કેટલીક દાસીઓ સુતી હતી. રાજકુમારે તે સ્ત્રીને જગાડી કહ્યું–તમે કોણ છો? હું કયાં આવી ચઢયો છું? તે સ્ત્રીએ કહ્યું–તમે બંગાળાના રાજાના મહેલમાં છો. હું તેમની કન્યા છું. ત્યારબાદ રાજકુમારીએ દાસીઓને જગાડી રાજકુમારના ખાવાની ગોઠવણ કરાવી. ભોજન કરાવ્યા બાદ રાજકુમારીએ એક અન્ય ઓરડામાં લઈ જઈ સૂવાની વ્યવસ્થા કરી દીધી.

પરોઢ થયું. રાજકુમાર ઉઠયો. રાજકુમારીએ તેને પોતાના ઓરડામાં બોલાવ્યો અને તેનો સઘળો હાલ પૂછયો. ત્યારબાદ અનેક વાતચિત થઈ. આખો દિવસ તે રાજકુમારી પાસે રહ્યો. પરિણામે બંને વચ્ચે પ્રેમ થયો અને રાજકુમારી તેની સાથે માહિષ્મતી જવાને તૈયાર થઈ ગઇ. સવાર થતાં પહેલાં રાજકુમારી અને રાજકુમાર બંને છત પર ચઢયાં. લાકડાનો ઘોડો ત્યાં હતો. બંને જણ તેનાપર સવાર થયાં. પછી રાજકુમારે કળ ફેરવી કે ઘોડો પવન વેગે આકાશમાં ઉડયો. થોડીવારમાં તે માહિષ્મતીમાં આવી પહોંચ્યાં. રાજકુમારે કળ દબાવી ઘોડો રોકયો. ઘોડો ધીરે ધીરે નીચે ઉતરવા લાગ્યો. રાજકુમાર શહેર બહાર એક બાગમાં રાજકુમારી તથા ઘોડાને રાખી રાજાને પોતાની ખબર કહેવા ગયો.

રાજકુમાર ગયો તે વખતે દરબારમાં રાજા બેઠો હતો. રાજકુમારે બધો હાલ રાજાને કહ્યો. રાજકુમારીની વાત પણ

કરી. રાજાએ તેને બોલાવવાનો હુકમ કર્યો.

રાજકુમાર જે વખતે દરબારમાં રાજાને સઘળી હકીકત કહેતો હતો. તે વખતે પેલો ઘોડાનો કારીગર પણ ત્યાં હાજર હતો. તે એકદમ તેની વાત સાંભળી ચુપકીથી ત્યાંથી ચાલીને બાગમાં ગયો. રાજકુમારીને તેણે કહ્યું—રાજકુમારી ! મહારાજ તમને જોવા બોલાવે છે. તેથી રાજકુમારે મને તમને તેડવા મોકલ્યો છે. ચાલો ઘોડા પર સ્વાર થઈ જાવ. રાજકુમારીએ તેની વાત સાચી માની ઘોડા પર સ્વાર થઈ. કારીગર પણ કૂદીને ઘોડા પર ચઢયો. તેણે તરતજ કળ ફેરવી કે ઘોડો આકાશમાર્ગે ઉડયો. રાજકુમારીએ જાણ્યું, નક્કી આ માણસે દગો દીધો છે. પરંતુ તે લાચાર હતી.

કારીગર ઘોડાને લઈ પોતાને દેશ કાશ્મીર તરફ લઈ ગયો. ઘોડો જે વખતે પોતાના ગામ પાસે નીચે ઉતરતો હતો તેજ વખતે રસ્તામાંથી કાશ્મીરના રાજાની સ્વારી જતી હતી. સ્વારી જોઇને રાજકુમારી બૂમો પાડવા લાગી. આથી રાજાના સીપાઇઓ તે બંનેને રાજા પાસે લઇ ગયા. રાજકુમારીએ બધી હકીકત કહી. આ સાંભળી રાજાએ કારીગરનો શિરચ્છેદ કરાવ્યો. પછી રાજકુમારીને પોતાના મહેલમાં લઈ ગયો. તેની સુંદરતાથી રાજા મોહ પામ્યો અને તેને રાણી બનાવવાની ઈચ્છા કરી. રાજકુમારી તેથી ઘણી બેચેન થઈ અને દિવાના જેવી બની ગઈ.

રાજકુમારી દિવાની બની ગઇ છે એ જાણતાં કાશ્મીરનો રાજા તેને માટે દવા-દારૂ કરવા લાગ્યો. વૈદ્ય-ડાકટરોની

ચિકિત્સા કરવામાં આવી, પણ સહુ ફોકટ. કેટલાક દિવસો એમ વીત્યા. એક દિવસ રાજા પાસે એક સાધુ આવ્યો. રાજાએ તેને રાજકુમારીની દવા કરવાની ઇચ્છા પ્રકટ કરી રાજાએ રાજકુમારીને બતાવી કે તરતજ સાધુએ કહ્યું કે મને એમ લાગે છે કે તેણે કોઇપણ યંત્ર દ્વારા આકાશની સ્હેલ કરી છે. તેથી તેનું માથું ઘુમે છે. જો તેજ યંત્ર દ્વારા એક કલાક રોજ આકાશની સફર કરે તો તેને જલદી આરામ થાય.

આ સાંભળી તરતજ રાજાએ લાકડાનો ઘોડો મંગાવડાવ્યો, ઘોડો હાજર થયો. સાધુએ રાજકુમારીને ઘોડા પર બેસાડી અને પોતે પણ ઘોડા પર સ્વાર થયો, પછી તેણે કળ ફેરવી ઘોડો પવનવેગે ઉડવા લાગ્યો. સાધુએ રાજકુમારીને કહ્યું—રાજકુમારી ! ઓળખાણ પડે છે કે ?

રાજકુમારી બોલી–નહિ તો શું હું આ પ્રમાણે ચાલી પણ આવત કે ?

થોડીવારમાં બંને માહિષ્મતી નગરીમાં પહોંચ્યા. ત્યાં ધામધુમથી બંનેનો વિવાહ થયો.

પછી ! બંનેએ ખાધું પીધું અને આનંદમાં રહેવા લાગ્યાં.



# ગન્ધર્વ કુમારી અને ઋતધ્વજ



ગન્ધર્વ-કુમારી યુવાવસ્થામાં આવી હતી, તેની સખી કુંડલા યે વયમાં આવી હતી. કુમારી મદાલસા અજબ સૌંદર્યવંતી હતી. ઉડતાં પક્ષી યે કુમારીનું રૂપ જોઈ થોડી વાર થંભી જતાં. તેઓ આથી પોતાની જાતને ધન્ય સમજતાં.

ગન્ધર્વ-કુમારીના પિતાનું નામ વિશ્વાવસુ હતું. તેમણે એક મોટો ઉત્સવ કરવાનો વિચાર કર્યો. તેમની ઈચ્છા એ હતી કે પોતાની કન્યાનું અનોખું ગાન સહુયે ગન્ધર્વોને સંભળાવે અને બીજું એ કે પોતાની કન્યાને માટે યોગ્ય અભીષ્ટ વર ઢુંઢે. કુમારીની માતા સહુ વિદ્યાઓથી તેમજ કલાઓથી પરિપૂર્ણ હતી. તેણે કુમારીને શિક્ષણ આપ્યું હતું. સન્ધ્યાનો સમય. સૂર્યનારાયણ અસ્તાચલ તરફ જતા હતા. સભા ભરાયેલી હતી. રંગ જામેલો હતો. એકાએક શાન્તિ છવાઈ ગઈ અને શારદા સ્તુતિ ગન્ધર્વો દ્વારા થઈ. સહુએ પોતપોતાનું ગાયન વાદન શરૂ કર્યું અને કુમારીને જીતવાને લાલાયિત રહેવા લાગ્યા. હવે આવી અવસ્થામાં

વારી, તેણે વીણા લીધી. સાક્ષાત શારદા હોય એવી તે જણાતી હતી. મદાલસા અને કુંડલાએ સહુને પ્રણામ કર્યા. કુંડલાએ સીતારના તાર છેડયા. કુમારીએ ગાવા માંડયું. ગાન સમાપ્ત થતાં ચારે તરફથી વાહ વાહની ધૂન સંભળાઈ.

સભા બે કલાક સુધી રોકવામાં આવી. કુમારી પોતાની સખી સહિત વાટિકામાં ભ્રમણ કરવા લાગી. તેને પોતાના અપૂર્વ ગાયન–વાદન પર ઘમંડ ન હતો, કેવળ સંતોષ હતો.

અરે ! હમણાંજ ચાંદ ઉગ્યો હતો, ચાંદની ઢોળાઈ હતી. સમય સુંદર હતો. પરન્તુ આ શું ? આતો ઘનઘોર વાદળ, તોફાન, પાણી તેમજ અંધકાર છવાઇ ગયો. મહેલ હોવા છતાંયે કુમારી અને કુંડલાને કાંઈ ન દેખાયું. દુષ્ટ રાક્ષસ પાતાલકેતુ માયા કરીને મદાલસાને લઇ ગયો. કોઇ આ જાણતું ન હતું. પુનઃ ચાંદની પથરાઇ. પરંતુ મદાલસા ન હતી. સહુ સખીઓ ગભરાઈ. ખુણે ખુણે ઢુંઢી વળી. માતા–પિતા સહુ દુઃખી થયાં.

કુંડલાનો પતિ પુષ્કર પોતાની સ્ત્રીનું દુઃખ જોઈ ન શકયો; શીઘ્ર થોડી સેના સહિત દાનવ–કુલ પર દાંત પીસતો નીકળી પડયો. તે દિવસોમાં દાનવ સુન્દર સ્ત્રીઓને ઉઠાવી જતા હતા. આ શક પુષ્કરને આવ્યો.

ગન્ધર્વ ડરવું એ જાણતાજ ન હતા. તે જાન હથેલી પર રાખી આગળ વધતા હતા. કોઈ એક જંગલમાં એકાએક દૈત્યોએ આવી પુષ્કરને મારી નાખ્યો.

(૨)

બીજી બાજુ મહારાજ શત્રુજીતની પ્રજા દરેક પ્રકારે સુખી હતી. સહુ જગ્યાએ શાન્તિ તેમજ ધર્મ છવાયે હતો. પણ એક દુઃખ સહુની આંખોમાં ખટકતું હતું. તે હતું સંતાન દુઃખ. એક દિવસ બ્રાહ્મણ સદાનન્દે આવી રાજાને પુત્રેષ્ટિ યજ્ઞ કરવાની સલાહ આપી. રાજાએ તેને ધન્યવાદ આપ્યો એટલામાં આવ્યા ગાલવમુનિ. ભારે ઉત્સવ થયો. બૃહત્ યજ્ઞની તૈયારી થઇ- યજ્ઞમાંથી એક તેજસ્વિની દેવીએ રાજાને એક ફળ આપ્યું અને અડધું તેમને અને અડધું રાણીને ખાવા કહ્યું. દસ માસ બાદ એક તેજસ્વી પ્રતાપી પુત્રનો જન્મ થયો તેનું નામ રાખવામાં આવ્યું ઋતધ્વજ.

ઋતધ્વજ મોટો થયો. એક દિન મુનિ ગાલવ સ્વયં રાજાને કહેવા લાગ્યો "મહારાજ! દુષ્ટ પાતાળકેતુ કદી સુઅર, કદી સિંહ તો કદી અન્ય કાંઇ બનીને મારી તપસ્યામાં સદા ભંગ પડાવે છે, તેથી કંટાળીને આપની પાસેથી થોડા દિવસને માટે ઋતધ્વજને માગવાને આવ્યો છું. હું કાલે તે દુષ્ટથી પીડાઈ બુમ પાડી ઉઠયો, એટલામાં એક ઘોડો મારી સામે આવ્યો અને આકાશવાણી થઇ કે ઋતધ્વજને તે આપો, તે એના પર સ્વાર થઇ પાતાલકેતુને મારશે આ ઘોડો સહુ જગ્યાએ જઇ શકે છે"

રાજાએ વિચાર કર્યા વિના આજ્ઞા આપી દીધી કુમાર તે ઘોડા પર સ્વાર થઇ આ કામમાં પરોવાયો, અને

તીર કમાન લઈ આમ તેમ ફરવા લાગ્યો. એટલામાં એક બાજુથી ભયાનક અવાજ આવ્યો, તેણે જોયું કે એક વિક-રાળ સુઅર આવ્યું છે. મુનિએ બુમ પાડીને કહ્યું કે આ સુઅર નથી, આ છે પાતાલકેતુ. ઋતધ્વજે તેને જોઈ બાણ ચઢાવ્યું. પરંતુ સુઅર તેના ઉપર ઉછળ્યું. તે તેને મારવા આવ્યું હતું.

ઋતધ્વજે એક અર્ધ ચન્દ્ર બાણ માર્યું અને તે ચિસ મારીને વનમાં નાસી ગયું. ઋતધ્વજે તેનો પિછો પકડયો. સુઅર નદી, પહાડ, જંગલ, નાળાં આદિ કુદતાં એક ખાડામાં આવી કુદી પડયું કુમારે કુદી પડયો.

(૩)

અહીંઆં પાતાળકેતુ કુંડલાને એ મહાલસા પાસે ઉડાવી ગયો. બન્ને બહુ પ્રસન્ન થઈ. ઋતુકેતુ રોજ મહાલસાને વિવાહ કરવાને કનડવા લાગ્યો. કદી માયાથી સાવ દોડાવતો, કદી આગ લગાડતો તો કદી જલની નદીઓ વહાવતો. પરન્તુ તેણે એક બહાને એક માસની અવધિ માગી લીધી હતી. આજ માસ પૂરો થવાને એકજ દિવસ બાકી હતો. રાણીએ તેણે સ્વપ્નું જોયું કે એક બુઢી કહે છે કે ગભરાઈશ નહિ. એક રાજકુમાર આ રાક્ષસને મારીને તને છોડાવી લઈ જશે અને તેજ તારી સાથે વિવાહ કરશે.

બીજી રાત્રીએ તે વ્યાકુળ થઈ આમ તેમ ઘુમતી હતી.

(૪)

રાજકુમાર ઋતધ્વજ જ્યાં પડયો હતો, ત્યાં અંધારૂંજ

અંધારૂં હતું. કંઈ દૂર ગયા પછી એક સુદર નગરીમાં તે પહોંચ્યો. રાક્ષસના સ્થાનમાં મદાલસાને જોઈ તે આશ્ચર્યચકિત થઈ ગયો. પછી ઓળખાણુ થયા બાદ તેમજ સ્વપ્નાની વાત કહ્યા પછી બન્ને પ્રસન્ન થયાં. કુંડલા તીર્થયાત્રા માટે ચાલી ગઇ અને મદાલસાને ઘોડા પર બેસારી રાજકુમાર ઋતધ્વજ પાતાલકેતુને મારી પોતાના રાજ્યમાં પહોંચ્યો. ત્યાં બન્નેનાં લગ્ન ધામધુમથી થયાં. અને પાતાલકેતુએ પોતાની માયાથી મદાલસાને બાળી મૂકી, પરન્તુ પુનઃ તે પોતાના પતિવ્રત તેમજ તેજથી ઋતધ્વજને આવી મળી.

બન્ને સુખથી પછી રહેવા લાગ્યાં.



# વાંદરાનો ન્યાય



એક રબારી હતો. તે ભેંસોનું દૂધ વેચવાનો ધંધો કરતો. જેટલું દૂધ તેટલુંજ તે પાણી ભેળવતો. આ રીતે તેણે સારા પૈસા પેદા કર્યા. એક દિવસ તે કેટલીક ભેંસો ખરીદવા તેની પાસેના ગામમાં જવા નીકળ્યો. એક ચાદરમાં તેણે રૂપીઆ બાંધી લીધા. ૬–૭ ગાઉ ગયો, એટલે તેને ભૂખ લાગી. એટલામાં એક ગામ આવ્યું. પાદરે એક તળાવ હતું. તેના કિનારા ઉપર એક પીપળાના ઝાડની નીચે રબારી બેઠો, અને થોડો વખત આરામ લેવાનો તેણે નિશ્ચય કર્યો.

કપડાં ઉતારી રબારી ન્હાવા માટે તળાવમાં ગયો. તે વખતે એક મોટો વાંદરો ઝાડ ઉપરથી નીચે ઉતર્યો, અને એકદમ રબારીની પોટલી ઉપાડી લઇ ઝાડ ઉપર ચઢી ગયો. રબારીએ વાંદરાને ઝાડ ઉપરથી ઉતરતાં જોયો હતો. પણ તેને પોટલી લઇ જતી વખતે પકડી શક્યો નહિ. તે પુરેપુરો ન્હાયો ન હતો. તરતજ તે દોડી આવ્યો અને પોટલી ઉપડી ગયેલી જોઇ તેને દુઃખ થયું. પણ શું કરે. ભેંસો ખરીદવાને માટે સો રૂપીઆ, થોડું ખાવાનું ભાથું અને એક ધોતીયું:—આટલી ત્રણ વસ્તુઓ પોટલીમાં હતી. બિચારો ભૂખ્યો થયો હતો, પણ ખાય શું ? ભીનું લુગડું પણ કેવી રીતે બદલે ? અને વળી રૂપિઆ ગયા તેની કેટલી ચિન્તા કરે ? તે વખતે તળાવને કાંઠે કોઈ માણસ

પણુ ન હતું, કે જે તેને મદદ કરી શકે. તેણે તો નિરાશ થઇ રડવા માંડયું.

ઝાડ ઉપર તો વાંદરાએ પોટલી ઉઘાડી, રોટલા ખાધા, અને ધરાયો. પછી બીજી ચીજો એક પછી એક ખોળવા માંડી. ધોતીયું કાઢ્યું. તે પોતાને માટે નકામું લાગવાથી તેણે નીચે ફેંકી દીધું. રબારીએ ખુશ થઇને તે ઉઠાવી લીધું. અને ભીનું ધોતીયું બદલી નાખ્યું. ધોતીયું આવ્યું એટલે તેને આશા બંધાઇ કે હવે વાંદરો રૂપીઆ પણ નાખશે. પણ તેમ બન્યું નહિ. વાંદરાએ તો રૂપીઆ વાળી ચાદર ખોલી, પછી તેણે પોતાના બે હાથોવડે રૂપીઆ કાઢ્યા, એક હાથમાંના રૂપિઆ તળાવની વચમાં નાખ્યા, અને એક હાથમાંના રૂપિઆ રબારી ભણી ફેંકયા, રબારીએ હોંશથી આ રૂપિઆ લઇ લીધા. આ રીતે તેને અડધા રૂપિઆ મળ્યા. વાંદરો પછી ત્યાંથી બીજા ઝાડ ઉપર જતો રહ્યો. આમ પાણીના રૂપિયા પાણીમાં ગયા, અને ખરા રૂપિયા રબારીને મળ્યા. રબારી પછી ઘેર પાછો આવ્યો, ભેંસો લેવા ગયો નહિં.

પછી તેણે દૂધમાં પાણી ભેળવવાનું બંધ કર્યું; અને તેની ઈમાનદારીનો બદલો ઈશ્વરે આપવા માંડયો. તેની આવકમાં વધારો થયો, અને સાચા માણસ તરીકે ગામમાં પંકાયો.

# ભલો

એક હતો ડોસો. એ ભૂખ્યાને ખાવાનું આપે; તરસ્યાને પાણી આપે; નાગાને લુગડાં આપે. કોઈ માંદું હોય તો દવા લાવી આપે. માથે હાથ ફેરવે ને કહે, "કાલે મટી જશે હોય એ તો. શરીર માંદૂં ય થાય ને સાજું ય થાય. ગભરાશો નહીં હોં!"

લોકો એને ત્યાં બેસવા આવે. સારી સારી વાતો કરે ભેગા થઈને મોજ કરે એનું ઘર બધાને માટે ઉઘાડું. આવો ને જાવ. ઘરબાર તમારાં. બધા એને "ભલો" કહે.

ભલાનો પાડોશી. અદેખો આગ જેવો. ભલાને ત્યાં બધાં બેસવા આવે ને, તેથી એ તો બળી બળીને રાખોડી થઇ જાય. મનમાં કહે, "ભલાને ઘેર બધાં બેસવા જાય ને મારે ઘેર કેમ નહીં? એની સાથે બધાં વાતો કરે ને મારી સાથે કેમ નહીં? મારે તો રાજા સાથે ય ઓળખાણ. ભલાને એવું કશું કયાં છે?"

એ તો ગયો રાજા પાસે. રાજાને કહે, "રાજાજી, રાજાજી, પેલો ભલો છેને, એ તમારૂં રાજ્ય લઇ લેવા માટે છે. લોકોને ભેગા કરી આડું અવળું શીખવાડે છે."

રાજા કહે, "તો પછી એને શિક્ષા થવી જોઇએ."

રાજા સિપાઇઓને કહે, "જાવ, એનાં ઘરબાર લૂંટી લો!"

સિપાઈઓએ બિચારા ભલાનું બધું લુંટી લીધું. થાળી લીધી, વાડકી લીધી, લોટો લીધો, અરે! સાવરણી યે લઈ લીધી. અને વળી એમને દયા હોય તો સિપાઈ શું કામ થાય? એ ધપ્પા મારી કાઢી મૂકયો.

ભલો રોતો ને કકળતો નદીએ જઇ બેઠો. ભૂખ્યો ને તરસ્યો. બસ રડયા જ કરે. આંખમાંથી ડળક ડળક આંસુ પડે.

એક માછલું બહાર આવ્યું. એ કહે, " ભાઇ, ભાઇ, છાનો રહે. મને કહે. તો ખરો, એવું તે શું છે કે આટલું બધું રડે છે !" ભલો કહે, " રાજાએ—

ઘર લુંટાવ્યું, બાર લુંટાવ્યું, મને ભૂખ્યો તરસ્યો કાઢયો
હું શૂં રે કરૂં ?"

માછલું કહે, રડ ના મારા બાપ, તને જોઇએ તેટલું ધન આપુ, મોટા મોટા મહેલ બંધાવે, કેટલાંય ખેતરો ખરીદે, પાણીની પરબો બેસાડે. તોય ખુટે નહીં."

ત્યાં થઈને એક નાની માછલી જતી હતી. તેને કહે, " જા, બધાં માછલાંને બોલાવી લાવ. વાર ન લાગે હોં ! "

માછલી ચાલી ગઈ. થોડી વારમાં તો કેટલાં ય માછલાં આવ્યાં. કોઈ ધોળું તો કોઇ પીળું; કોઇ લાલ તો કોઇ કેસરી ! ભાત ભાતનાં માછલાં. જાત જાતનાં માછલાં નાનાં માછલાં, મોટાં માછલાં. બસ માછલાંજ માછલાં, જાણે માછલાંની નદી !

"જાવ, બધાં દરીયામાં જાવ. એકેક મોતી લઇ આવો."

સરદારનો હુકમ થયો એટલે બધાં માછલાં ચાલ્યાં. થોડી વાર પછી તો હતું તેનું તે, માછલાં જ માછલાં ! કુદાકુદ કરે. દરેકના મોંમાં મોતી. કોઇ નાનું તો કોઇ મોટું કોઈ પાંચ રૂપીયાનું તો કોઇ સો રૂપીયાનું. હલકાં મોતી ને ભારે મોતી !

ભલે ખોળો ધર્યો એટલે ટપટપ મોતી પડવા લાગ્યાં એટલાં બધાં કે ઉંચકાયાં નહી.

મોતી લઇ ભલો પોતને ગામ પાછો આવ્યો. ખાય, પીએ ને મઝા કરે. ખોબે ને ખોબે રૂપીયા વહેંચે !

પેલા અદેખાને તો કાંઇનું કંઇ થવા લાગ્યું. એ કહે, "અરેરે, આતો પાછો આવ્યો. પૈસા પણ બહુ લાવ્યો છે ! જવાદે રાજા પાસે." ગયો રાજા પાસે.

"રાજાજી, રાજાજી, પે ા ાછો આવ્યો છે. રામ જાણે કયાંથી ય મોતી લાવ્યો છે. ચોરી બોરી કરી હશેસ્તો ? નહીં તો એટલાં બધાં મોતી રસ્તામાં પડયાં છે !"

રાજા સિપાઇઓને કહે, "જાવ લુંટી લો એનું ઘર."

અને પછી તો ખલાસ ! ભલાભાઇ ખાખી બંગાળી થઇ ગયા ! ચાલ્યો રસ્તામાં વડ આવ્યો. ઠંડો હીમ જેવો છાંયો ! ભલો ત્યાં બેઠો બેઠો રડે.

વડ ઉપર ચકલાંનો સરદાર રહે. એ ભલાને પૂછે, હે ભાઈ, તું રડેછે કેમ ? તને કોઇએ માર્યો ?

"ભલો કહે, નારે ભાઇ, મને માર્યો તો કોઇએ નથી; પણ રાજાએઃ–

ઘર લુંટાવ્યું, બાર લુંટાવ્યું, મને ભૂખ્યો તરસ્યો કાઢયો
હું શું રે કરૂં ?"

ચકલો કહે, "એમ ? તમારો રાજા આવો લુચ્ચો છે ?"

આમ કહી એ તો ચીં ચીં કરવા મંડી પડયો. ચીં ચીં ચીં ચીં ચીં....ત્યાં તો નર્યાં ચકલાં ! ઉડી ઉડીને આવે. આઘેથી પાસેથી. જ્યાં હોય ત્યાંથી આકાશ તો દેખાય નહીં ! જાણે ચકલાનુંજ વાદળ ! આવી આવીને બેસે. જ્યાં જગ્યા હોય ત્યાં બેસે. ડાળે બેસે ને ડાળીએ બેસે. પાંદડા ઉપર પણ બેસે. અરે ! એક ઉપર એક....ડાળે ચકલાં ને ડાળીએ

ચકલાં ? પાંદડે પાંદડે ચકલાં ! જાણે ચકલાંનો વડ ! ચીં ચીં ચીં ચીં ચીં કર્યાજ કરે.

બધા આવી ગયા એટલે એમનો સરદાર કહે, "બધા જાવ ને રાજાની તિજોરીમાં જે હોય તે લઈ આવો એના મહેલમાંથીય લાવો. જ્યાં હોય ત્યાંથી લાવો. હીરા લાવો, મોતી લાવો."

ચકલાં ફરરરરર કરતાં ઉડયાં.

રાજા કહે, "ઓ મારા બાપ, ચકલાંનો વરસાદ પડયો કે શું ?"

અને ચકલાં ? એ તે કંઇ લીધા વગર છોડે ? કોઈએ હીરો લીધો, કોઇએ મોતી લીધું, કોઇએ મહોર લીધી, કોઈએ રૂપિયો લીધો. એક ચકલું તો રાજાની વીંટીએ વળગી પડયું.

લાવીને ભલાને આપ્યું.

ભલો કહે, "આ લઇ જઈશ તો ખરો; પણ રાજા લુંટી લેશે હોં !" ચકલાંનો સરદાર કહે. "તો અહીં રહો. તમને મોટો મહેલ બાંધી આપીએ. આમ રાજાના મહેલને હઠાવી દે તેવો !"

પછી તો બધાં ચકલાંએ ચાંચ વડે પાયા ખોદ્યા. કોઇ ચાંચમાં ચુનો લાવ્યું; કોઈ પાણી લાવ્યું. વીસ વીસ પચીસ પચીસ ભેગાં થઈ ઇંટો ઉપાડી લાવ્યાં ને સો સો બસો બસો થઇ લાકડાં ઉંચકી લાવ્યાં.

ચણ્યું ને મહેલ તૈયાર ! આકાશ જેટલો ઉંચો.

ભલો તેમાં રહ્યો ને ખાઇ પીને મોજ કરી.






જગતસિંહ

Phoenix P Works, Ahmedabad

# જગતસિંહ

ભૂપતસિંહ રાજાનું રાજ્ય ન્યાયી ગણાતું. પ્રજા સુખીને સંતોષી હતી. બાળકોને ભણાવવાં ને તેમનાં જીવન સુખી નીવડે તે માટે હરેક જાતની સવડ એ રાજાએ કરેલી. ન્યાયપ્રિય રાજા કયારે કહેવાય, કે તેના અધિકારીઓ અને કાયદા પ્રજાને પીડા ન કરે તેવા હોય ત્યારે: પરંતુ સદા કાળ સૌ સારાં વાનાં નથી થતાં. ભાયાતોએ દુશ્મનાવટથી તેના રાજ્યને વગોવવામાં મણા ન રાખી, અને તેને ખરાબ કરવાને અનેક પ્રપંચો રચાયા. પ્રજાના સ્વાર્થી આગેવાનો પણ ભાયાતોના હથિયાર બન્યા ને કુહાડીમાં હાથો મળતાં ભૂપતસીંહ રાજાને, તેના કુટુમ્બના દિ નબળા બન્યા. રાજા મરાયો ને કુટુમ્બ રઝળ્યું. દશા શું ના કરે ?

કુટુમ્બમાંથી સૌ નાશ પામ્યાં એકનો એક જગતસિંહ બચવા પામ્યો. અને મહારાણાના આશ્રય તળે બાળવયમાં શિક્ષણ પામી; રાજાને, ક્ષત્રિયને છાજે તેવી કેળવણી પામ્યો.

મહારાણાની તેના ઉપર કૃપા ઉતરી. જગત, તેમનો સાચો સેવક થયો ને દિન પર દિન તેની કીર્તિ ઝળકવા માંડી. તેને સૌ રાજકુંવર જેટલું માન આપતા, ને બાપદાદાની આબરૂને અને તેના સ્વમાનને ઓછું આવે તેવું કાંઈ વર્તન ચલાવતા નહિ.

ભાયાતોએ નંદનવન જેવી વાડી સમું ભૂપતસિંહનું રાજ્ય હાથ કરી પચાવી પડતાં પાંચ છ વરસમાં તો ઉજ્જડ વેરાન સમું બનાવી દીધું. પ્રજા ત્રાહી ત્રાહી પોકારવા લાગી

અને વેઠ, જુલમ ને કરના બોજાથી દારૂડીયા ને દુર્વ્યસની ભાયાતો માંહોમાંહે લડવા લાગ્યા. કુપાત્રના હાથે ચઢેલું રત્ન શી દશાને પામે એવી એ રાજ્યની માઠી વાતો સંભળાવા લાગી. યાદવોના કુસંપે આ રાજ્યમાં ઘર ઘાલ્યું. માંહો માંહે લડાઇ, ટંટા કે છળકપટો ચાલ્યાં ને મહારાણાને આની ખુમો મળવા લાગી. મહારાણા તકની રાહ જોતા હતા, કે જગતસિંહ ઉંમર લાયક થતાં ને તક આવતાં તેના વડિલોની મીલકત હું પાછી અપાવી શકીશ.

આ સમયે જગત વીસ વરસનો થયો હતો. ભાયાતો તેની હયાતી માટે બેદરકાર ને અજ્ઞાન હતા. મહારાણાએ સર્વ સત્ય હકીકતથી જગતને વાકેફ કર્યો. ને સિંહના બચ્ચાને જાતિ, કૂળનું ભાન કરાવતાં તેના હાથ ને શરીર પિતાની વારસાઇ મીલકત મેળવા તૈયાર થયા.

મહારાણાએ સર્વ પ્રકારની મદદ આપી અને તે વડે પિતાનું ગયેલું રાજ્ય પાછું મેળવ્યું.

મહરાણાને બે પુત્રીઓ હતી, પણ પુત્ર ન હતો. બન્ને પૂત્રીને પુત્ર માફક રાજ્યકર્તાને લાયક કેળવણી અપાવી હતી. આ બન્ને રાજપુત્રીઓ, જગતને ચહાતી. જગતનો એ બન્ને પર અનહદ ભાવ હતો. પરંતુ જગત એક સરદારને પૂજે તેવું ગુમાન નાનીને હતું જ્યારે મોટી તેને પોતાના કરતાં વધુ ચહાતી ને જગતના સૂખે સુખી ને દુઃખે દુઃખી થવાનું અનુભવતી. મોટી શાન્તા જગતને વરવા ચહાતી, પણ. પિતાની આજ્ઞાને અવલંબી રહી હતી. મહારાણાયે આ મન જોયું હતું ને તેને છુપી રીતે શાન્તપણે પોષ્યું હતું.

જગત રાજાની પદવીને પામ્યો. એકવીસ વર્ષનો યુવાન હવે રાજ્યપદ ધારણ કરતાં કેવો બને છે ? તે જોવાને સૌ કો તલસતાં હતાં. બે વરસમાં તો તેણે રાજા પ્રજા સૌનાં મન જીત્યાં ને આદર્શ રાજવી ગણાયો. મહારાણાએ પુત્રીઓ ને લાયક પતિની શોધ કરી. જગત સિવાય સર્વ રાજપુત્રો તેને તુચ્છ જણાયા. જગત મહારાણાની આજ્ઞાને માન આપી મહેમાન થયો છે. રાજપુત્રીઓ શિકારમાં ગઈ છે, ત્યાં તેનું દીલ તલસ્યું. મનની વ્યાકુળતા તે ન દાબી શકયો. મિત્ર જેવી શાન્તાના રમત રંગમાં ભાગ લેવાના બાને પણ જંગલના શિકાર ખેલવા ઉપડયો. શાન્તાને તેની બંને ક્યાં કઈ બાજુ ગયેલી છે તેની ખબર ન હતી. રાજપુત્રીઓ પણ જંગલમાં સાથીઓથી ભૂલી પડી વિખુટી બની. વાઘોના ઘુમાટથી આકાશ ભેદી આવતા અવાજથી ઝાડો કંપતાં, ને ભિરૂ મનુષ્યોના દીલને થથરાવતાં પણ ત્રણ શરીરો તો હીંમતભેર એક ભયાનક ઝાડીમાં વિહરતાં હતાં.

બે વાઘોએ રાજપુત્રીઓ તરફ ધસવા માંડયું જગતની નજર વળી અને આ દેખાવ તેનાથી ન જોવાયો. વાઘને વાઘણના જોડા પાસે ધસ્યો. ઘા કરવા જાયછે, ત્યાં તો બન્ને વિકરાળ ક્રૂર જોડાએ રાજપૂત્રને પાડયો ને મારી નાખવાની અણી પર, બહાદુર રાજપૂત્રીઓ પોતાના જીવ બચાવનાર તરફ ધસી. ચાલ બેન, એ વાઘો રાજકુંવરને મારી નાખશે ના સાદે સાથીઓ પણ ધસ્યા ને એ પ્રાણીઓને નસાડયાં નહોરથી ઘવાયલો જગતસિંહ અચેતન પડયો હતો. સારવાર કરી ભાનમાં આવતાં શાન્તાએ. જગતને ચાહ્યો, જગતે

શાન્તાને ચાહી ખરી, પણ સ્વીકારી નહિ. જગતે શાન્તાને લક્ષ્મીની આશા રાખી. બન્નેયની માગણી ભોળા ભાવે કરી. હૃદયથી વરેલી શાન્તા જગતને વરવા માગે, પણ લક્ષ્મીને ચહાતો જગત પોતાને કેમ પામી શકશે એ વિચારે તેનો આત્મા ઉડી ગયો. જગતને દીલમાં કારી ઘા લાગ્યો, પણ શું કરે ? જગતને પોતાથી હલકો ગણતી લક્ષ્મીએ તેને સ્વીકાર્યો, વરી ને રાજરાણી બની.

શાન્તાની અમર સમાધિ સાચવતાં, શાન્તીની ગોદમાં વિહરતાં જગતસિંહ, લક્ષ્મી રાજગાદી શોભાવતાં સુખી રાજ્ય ચલાવતાં રહ્યાં:



# ગુરૂની શોધમાં



એક દિવસ એક કુંભાર સવારના પહોરમાં પોતાના માતેલા ગધેડા ઉપર માટી લાદી લઇ જતો હતો, તેને એક ઢોંગી સાધુ સામો મળ્યો. આ સાધુ ગુરૂની શોધમાં ગામે ગામ રખડી રખડીને થાકયો હતો, પણ તેને ગુરૂનો મેળાપ થયો નહિ. છેવટે તેણે મનમાં નિશ્ચય કર્યો કે પૂર્વ દિશામાં જતાં જે કોઇ પહેલું સામું મળે તેને ગુરૂ કરવા.

આવો વિચાર કરી તેણે આગળ ચાલવા માંડયું, ગધેડાને લઇને આવતા કુંભાર જોયો. "ઉભા રહો, ઉભા રહો" એમ કહી ગધેડાની અગ[illegible] દંડવત [illegible] કર્યાં, અને ગદ્ ગદ્ કંઠે ગધેડાની સ્તુતિ કરવા લાગ્યો તેણે કુંભારને પૂછયું, કે "ભાઇ ગુરૂ પર આ શું [illegible]?" કુંભારે જવાબ આપ્યો, પૂન્યનાં પોટકાં ભર્યાં છે.

સાધુએ હાથમાં ફૂલ હતાં તે લઈ ગધેડાની પ્રદિક્ષણા કરી અને ફૂલ ચઢાવ્યાં. ફૂલના બે હાર હતા; તેમાંથી એક ગધેડાના ગળામાં નાખ્યો. અને બીજો હતો તે પુંછડાને પહેરાવ્યો, પુછડે જેવો પહેરાવવા જાય છે. તેવામાં ગધેડા ભાઇએ લાતો છોડવા માંડી.

સાધુ સમજ્યો કે પૂજા કરવામાં કદાચ મારી ભૂલ થઇ હશે. તેથી ગુરૂજીએ શિક્ષા આપી. પોતાની ભુલની

માફી માગી. પછી તેણે કુંભાર પાસે ગધેડાની માગણી કરી; પણ કુંભાર એમ આપે એવો ન હતો. સાધુ અને કુંભાર વચ્ચે રકઝક ચાલી, છેવટે મારા મારી પર આવ્યા. અને ખાઇ પીને લઠ્ઠ બનેલા સાધુએ કુભાર પાસેથી જબરજસ્તી કરી, અને તે ગધેડાને લઈ ચાલતો થયો.

પાસેની નદીમાં લઈ જઈ સ્નાન કરાવ્યું, પછી તેને લઇ એક ગુફામાં જઇ પહોંચ્યો. ત્યાં રોજ ગધેડાની સેવા સાધુ કરવા લાગ્યો, કેટલાક દિવસો એમ ગુરૂની સેવા કરી પણ તે પ્રસન્ન થયા નહિ. તેથી કંટાળી આખરે ગધેડાને કાઢી મૂક્યો. અને પોતે પૂન્યના કુંડમાં પડી જઈને ડુબી સ્વર્ગનો રસ્તો લીધો.



# રાજ્યગાદીનો ત્યાગ



કૈકેયીના પુત્ર ભરત મોસાળે ગયા હતા. એ અયોધ્યામાં પાછા આવ્યા. એમને રામ ઉપર બહુ વહાલ હતું. એ રામથી જરાય દુર રહેવાનું ન ઇચ્છે. મોસાળેથી આવતાંની સાથેજ એમને ખબર પડી. "પિતાની આજ્ઞાથી રામને વનવાસ ને ભરતને રાજ્યગાદી મળી છે. પિતાએ પ્રાણ છોડયો છે."

આ સમાચાર સાંભળતાંજ ભરત ઘણા દુઃખી થયા. એમને દેહનું બીલકુલ ભાન ન રહ્યું. કદળી ઉપર ઘા થાય અને એ જેમ અચાનક ભોંયે ઢળી પડે તેમ ભરત ભોંયે ઢળી પડયા.

× × × ×

ભરતજી સૈન્ય સહિત રામની શોધમાં નીકળ્યા. ફરતા ફરતા એ ચિત્રકૂટ પર્વત પાસે આવી પહોંચ્યા. તળેટીમાં પડાવ નાખીને પડયા. માણસોનો કોલાહલ, હથીયારોનો ખડખડાટ ને હાથી જેવાં મોટાં પ્રાણીઓ જોઈને ત્યાંના હરણાં–સસલાંએ દોડાદોડ કરી મુકી. એ બિચારાં ગભરાઇ ગયાં. ઘડીક એ ઉભાં રહેને મીંટ માંડી ને જુએ ને વળી પાછા ફલંગે દોડે.

રામ, લક્ષ્મણ ને સીતાએ તેમને આમ દોડતાં દીઠાં. એમને થયું, "આજે આમ કેમ? બિચારાં પ્રાણીઓ રોજ

નિર્ભય હતાં ને આજ આમ એમની આંખમાં ભયના અણસારા કેમ જણાય છે ?"

રામ—ભાઇ લક્ષ્મણ, જો તો ખરો. કારણ શું છે ?

લક્ષ્મણજી એક ઉંચા ઝાડ ચઢયા. જુએ તો ત્યાં મોટું લશ્કર દીઠું. રઘુકુળનો ઝળહળતો વાવટો દીઠો.

એમણે આવીને રામને બધી વાત કહી. એ કહે, "મને લાગે છે કે ભરતજ સેના લઇને આવ્યો હશે. અયોધ્યામાંથી વનમાં મોકલ્યા તોય હજુ એને સંતોષ વળ્યો નથી. આપણો આ વનમાંય એ કેડો મૂકતો નથી."

રામે ધીરેથી કહ્યું, "ભાઇ લક્ષ્મણ, 'ધીરજનાં ફળ મીઠાં' ઉતાવળો થઇશ નહિ. ભરત ધર્મને માટે પ્રાણ આપે તેવો છે. એ લોભી અને ક્રૂર નથી હું તો ધારૂં છું કે એને અધર્મને રસ્તે મળેલું રાજ્યાસન ખુચતું હશે."

લક્ષ્મણનો ક્રોધ ઉતરી ગયો અને શાન્ત બન્યા.

× × × ×

શ્રી રામચન્દ્રજીની ખોળ કરતા કરતા ભરતજી, શત્રુઘ્ન અને સુમંત પ્રધાન, શ્રીરામના આશ્રમમાં આવી પહોંચ્યા.

રામ મૃગચર્મ ઉપર બેઠા હતા. વડવૃક્ષનો મીઠો છાંયડો હતો. વલ્કલ ઓઢયાં હતાં. વડની દૂધ ભરેલી જટા બાંધેલી હતી.

રામને જોતાંજ ભરતજીએ દોટ મૂકી. એમણું માથું રામના ચરણમાં પડયું. ને આંખનાં અશ્રુથી એમણે રામના પગ પખાળ્યા. એમણે એમનું ભારે હૈયું ઠાલવવા માંડયું,

"મારા રામની આ દશા! ક્યાં રાજવંશી રામ અને ક્યાં આ વનવાસી રામ! ધિક્કાર છે મને અધમને! મારે લીધેજ–

આટલું બોલતાં એમનો કંઠ રૂંધાઇ ગયો. એ વધું ન બોલી શક્યા,

રામે ભરતજીને બાથમાં લીધો.

એ કહે, "ભાઇ એમાં તારો વાંક નથી. પિતાજીએ મને વનવાસ આપ્યો ને તને ગાદી આપી તેમાં તું શું કરે? પણ અરે આ શું? કાકપક્ષ ક્યાં ગયાં? તારે માથે આ જટા શાની? ભાઈ બધાં કુશળ તો છે ને?"

"ભાઈ, કહેતાં જીભ ઉપડતી નથી. વિયોગદુઃખે વિલાપ કરતાં પિતાજીએ પ્રાણ છોડ્યા. હવે હું શું કરૂં?"

એટલામાં લક્ષ્મણે ભરતભાઇને પ્રણામ કર્યા. સૌ શોક કરતાં નદીસ્નાન કરવા ગયાં. રામે પિતાનું તર્પણ કર્યું. ને સૌ પર્ણકુટીમાં પાછાં આવ્યાં.

ફલાહાર કરીને ભરતે કહેવા માંડ્યું, "ભાઈ, કૈકેયીના કૃત્યની ક્ષમા કરશો. એ રાજ્ય મને ન શોભે. એ તો મારા રામનીજ ગાદી. આપ અયોધ્યામાં પાછા ચાલો. ટોળામાંથી વિખુટી પડેલી મૃગલીની પેઠે માતા કૌશલ્યા અને માતા સુમિત્રા ટળવળે છે. આખા અયોધ્યાની પ્રજા ઝુરે છે. કોઇને કાંઇ સૂઝ પડતી નથી. ત્યાં તો સૂર્ય વિનાના દિવસ જેવું થઇ રહ્યું છે. એ ગાદી મારે શિવનિર્માલ્ય છે."

રામ—ભાઈ ભરત, સૂર્ય પશ્ચિમમાં ઉગે તોય પિતાજીની આજ્ઞા હું નહી તોડું. ચૌદ વર્ષ વનવાસ ભોગવીને હું અયો-

ધ્યા આવીશ. પિતાએજ તને ગાદી આપી છે, સર્વને સમજાવજે કે, સત્ય એજ પરમ ધર્મ છે. ભાઇ તું ત્યાં જા, નહી તો કોશલ કરમાઇ જશે. માટે ભાઇ તારૂં કાર્ય તું ત્યાં કર, ને પ્રજાને સમજાવી સુખી કર.

જોયું, આ બન્ને ભાઇઓનું નિર્મળ હેત !

છેવટે ભરતનું કાંઇ ન વળ્યું ત્યારે તેણે કહ્યુ, "ભાઇ તમારી પાદુકા મને આપો. હું તેની ગાદી ઉપર પધરામણી કરીશ. અને એનીજ બધે આણ વર્તાશે. હું નંદીગ્રામમાં બેઠો તપ કરીજ. ને તમે ચૌદ વર્ષ પુર્ણ થયે જ્યારે અયોધ્યા પાછા આવશો, ત્યારે હું પણ પવિત્ર દર્શન કરીને અયોધ્યામાં પગ મુકીશ. જો મને મળતાં ચૌદ વર્ષ ઉપર એક પણ દિવસ વધારે થશે તો હું ત્યાં ચિતા ખડકીને બળી મરીશ."

ભરતે રામની પાદુકાને પ્રણામ કર્યા. પાદુકા લઇને એ ચાલ્યા, રામ અને લક્ષ્મણ પણ છાવણી સુધી સાથે ગયા. આખી સેના રામને જોઇ આનંદ પામી,

પાદુકા હાથીની અંબાડીમાં મુકાઇ. છુટા પડતા ચાર ભાઇની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં.

× × × ×

પાદુકાને રાજ્યાસન ઉપર અભિષેક થયો ને પછી મંત્રીઓએ ભરતની સલાહથી રાજ્ય ચલાવવા માંડયું ભરત નંદીગ્રામમાં રહેવા લાગ્યા. આનું નામ ભાઇનો સાચો પ્રેમ.

# ઈન્દુ

ઈન્દુ એક લાકડા પર બેસી દાળીયા ખાતો હતો. ખાતાં ખાતાં એક દાણો દાળીયાનો લાકડાની ફાડમાં પડી ગયો. (તેથી) ઇન્દુએ કહ્યું–લાકડા ! લાકડા ! દાણો આપ.

લાકડું બોલ્યું—નહિં આપું !

ઈન્દુ ગયો સુતાર પાસે; સુતાર ! સુતાર ! લાકડું ચીર.

સુતાર બોલ્યો—નહિં ચીરૂં.

ઇન્દુ ગયો રાજા પાસે; રાજાજી ! રાજાજી ! સુતારને દંડો.

રાજા બોલ્યો—નહિં દંડુ !

ઈન્દુ ગયો રાણી પાસે; રાણીજી ! રાણીજી ! રાજાજી સાથે રૂસણાં લ્યો.

રાણીએ કહ્યું—નહિ લઉં !

ઈન્દુ ગયો ઉંદર પાસે; ઉંદર મામા ! ઉંદર મામા ! રાણીના ચીર કાતરી નાખો.

ઉંદર બોલ્યો—નહિં કાતરૂં !

ઇન્દુ ગયો બીલાડી પાસે: મીનીબાઈ ! મીનીબાઈ ! ઉંદરને માર.

બીલાડી બોલી—નહિં મારૂં !

ઈન્દુ ગયો કુતરા પાસે; ટાઇગર ! ટાઇગર ! મીનીને માર.

કુતરો કહે—નહિં મારૂં !

ઇન્દુ ગયો લાલીયા ઘોડા પાસે; ઘોડા ! ઘોડા ! કુતરાને લગાવ.

ઘોડો બોલ્યો—નહિં લગાવું !

ઈન્દુ ગયો દેવતા પાસે; દેવતા ! દેવતા ! ઘોડો બાળ.

દેવતા બોલ્યો—નહિં બાળું !

ઇન્દુ ગયો સમુદ્ર પાસે, સમુદ્ર ! સમુદ્ર ! દેવતા ઓલવ.

સમુદ્ર બોલ્યો—નહિં ઓલવું !

ઇન્દુ ગયો હાથી પાસે; હાથીજી ! હાથીજી ! સમુદ્ર શોષ.

હાથી બોલ્યો—નહિં શોષું !

ઇન્દુ ગયો મચ્છર પાસે; મચ્છર ! મચ્છર ! હાથીના કાનમાં ઘુસ.

મચ્છર બોલ્યો—ઘુસુ છું, ( એટલે )

( ૨ )

હાથી કહે છે—મારા કાનમાં કોઇ ન ઘુસશો, હું સમુદ્ર શોષીશ.

સમુદ્ર કહે છે--મને કોઇ ન શોષસો, હું અગ્નિ ઓલવીશ !

અગ્નિ કહે છે; મને કોઇ ન બાળશો, હું કુતરાને મારીશ !

કુતરો કહે છે; મને કોઇ ન મારશો, હું બીલાડીને મારીશ !

બીલાડી કહે છે; મને કોઇ ન મારશો, હું ઉંદરને મારીશ !

ઉંદર કહે છે; મને કોઇ ન મારશો, હું રાણીજીના ચીર કાતરીશ !

રાણી કહે છે; કોઇ મારા ચીર ન કાતરશો, હું રૂસણાં લઇશ.

રાજા કહે છે; કોઇ રૂસણાં ન લેશો, હું સુતાર દંડીશ !

સુતાર કહે છે; કોઇ મને ન દંડશો, હું લાકડું ચીરીશ !

લાકડું બોલ્યું; કોઇ મને ન ચીરશો, હું દાણો દાળીયાનો પાછો આપીશ !

દાણો ઇન્દુએ લીધો, રાજી થયો, મૂકયો મોઢામાં અને રમતો રમતો ગયો ઘેર.

# આળસુ રાણી



અસલના વખતમાં મધુકંદ કરીને રાજા રાજ્ય કરતો હતો. તેને બે રાણીઓ હતી. એકનું નામ મીનાક્ષી બીજીનું નામ મહેન્દ્રી. મીનાક્ષી રાણી ઘણી હોશિઆર ને મહેનતુ હતી. અને મહેન્દ્રી આળસુ ને એદી હતી. બપોર દિવસ થવા આવે ત્યાં સુધી ખાટલામાંથી ઉઠે નહિ. ઘરનાં બધાં માણસો વહેલાં ઉઠીને નાહી ધોઇ પૂજા પાઠ કરી પોત પોતાને કામે લાગે ત્યારે પેલી આળસુ રાણી જેમ તેમ કરી ખાટલામાંથી આંખો ચોળતી ને ચડેલે મોઢે ઉઠીને દાતણ પાણી કરતી.

એક દિવસ એવું બન્યું કે રાજાએ રાણીને મોડી ઉઠેલી જોઇ કહ્યું કે તું દરરોજ કેમ સૌથી મોડી ઉઠે છે ત્યારે રાણીએ કહ્યું કે ઘણા દિવસથી મારે શરીરે ઠીક નથી.

ને તાવ આવે છે. તેથી મારાથી વહેલું ઉઠી શકાતું નથી. ત્યારે રાજાએ એક નોકર દાકતરને બોલાવવાને મોકલ્યો. દાકતરે આવી રાણીની નાડી વગેરે તપાસી તપાસીને જોયુ. પણ દાકતરને કંઇ માલમ પડ્યું નહિ. રાણીના શરીરમાં કંઇ દરદ નથી. છતાં દાકતર કંઇ દવા આપી ગયો, ને કહ્યું. કે આ દવા ખાશે એટલે સારૂ થઇ જશે. આમ કહીને દાકતર દવા આપી પોતાને ઘેર ગયો. રાજા તો નવ વાગ્યાથી દરબારમાં જાય તે સાંજે આવે. પેલી આળસુ રાણી કંઇ કંઇ રાજાને કહેવાને મનમાં વિચાર કરી રાખે રાજાએ રાણીને પૂછ્યું કે હવે સારૂ થયું કે કેમ? ત્યારે રાણીએ કહ્યું કે મને તો આજે તો દરરોજના કરતાં વધારે દર્દ થાય છે. અને મને આજે સ્વપ્નું આવ્યું કે આ મીનાક્ષી રાણી ડાકણ છે, અને તે તને આ બધું દુઃખ આપે છે, એમ મને સાક્ષાત ભગવાને કહ્યું છે. પેલી આળસુ રાણી મીનાક્ષી રાણી ઉપર ઘણી અદેખાઇ કરતી. અને રાજાને આડું અવળું સમજાવીને પેલી રાણીને કાઢી મૂકવાનો વિચાર રાખતી. રાજાએ તો રાણીને ઘણી ઘણી જાતનાં ઓસડ વેસડ કર્યાં પણ રાણીને સારૂ થયું નહિ. હવે રાજાએ વિચાર કર્યો કે એને રહેવાને માટે એક જુદો મહેલ બંધાવી આપું. આવો વિચાર કરી રાજાએ પેલી સદ્ગુણી અને હોશિયાર રાણીને રહેવા માટે જુદો મહેલ બંધાવી આપ્યો.

રાણી નવા મહેલમાં રહેવા ગઇ આવી રીતે ઘણા દિવસ વહી ગયા. હવે પેલી આળસુ રાણી સારી થઇ ગઈ.

પેલી રાણીને મહેલ તે રાજા જાય નહિ. તેથી રાણીને ઘણુ માઠું લાગતું.

એક દિવસ પેલી અણમાનીતી રાણી સૌથી વહેલી ઉઠીને રાજાના બાગમાં મહાદેવને ચઢાવવાનાં ફુલ વિણવા ગઇ. ત્યાં પેલી અળગુ રાણીએ તેને જોઇ. તેણે રાજાને જઇને કહ્યું કે પેલી ડાકણ રાણી તો આજે બગીચામાં રાતની આવીને બેઠી રહી હતી. અને તે જગા ઉપર લોહી ને માંસ પડ્યું છે. આમ કહીને ફરીથી રાજાના કાન રાણીએ ભંભેર્યા. આથી રાજાને ખાત્રી થઇ કે આ રાણી જરૂર ડાકણ છે. તેથી રાજાએ સિપાઇઓને હુકમ કર્યો કે આ રાણીને અવળે ગધેડે બેસાડી કાઢી મૂકો. રાણીને રાજાએ કાઢી મૂકી.

હવે મહેન્દ્રી પાછળથી મરણ પામી ને રાજા તો રંડાયો રાજાને બીજા માણસો પેલી મરી ગયેલી રાણીની બધી હકીકત જણાવતાં કહ્યું કે બિચારી મીનાક્ષી રાણીને તમને આડું અવળું સમજાવીને કાઢી મૂકાવી છે. રાજાને ખરું કારણ શું છે. તે સમજાયું અને તેથી પેલી કાઢી મૂકેલી રાણીને પાછી પોતાના દરબારમાં આણી થોડોક વખત પછી રાણીને એક કુંવર અવતર્યો તે ઘણો બહાદુર ને હોશિયાર હતો તેથી રાજાએ તેને ગાદી આપી. ને વનમાં જઇને તપ કરવા માંડ્યું.



# સોનબાઈ

સાત ભાઇ વચ્ચે એક બ્હેન, બ્હેનનું નામ સોન-બાઈ. બ્હેનનું હેત ! ' ભાઇ ' ' ભાઇ ' કરતાં બ્હેનની જીભ સૂકાય. છ ભાઇ પરણેલા, નાનો કુંવારો.

છ યે વહુઓને નણંદ ઉપર અદેખાઇ. એમના ધણીને કહે, " સોનબાઇના લોહીથી ચુંદડી રંગી આપો. "

સાતે ભાઈ શિકારે ચાલ્યા.

સોનબાઇ કહે, " હું પણ સાથે આવું. "

છ ભાઇ કહે, " સોનબાઇ, તારાથી ન અવાય. ઝાંઝર ખખડે ને શિકાર નાસી જાય. "

સાતે ભાઈ ચાલ્યા, સોનબાઈ પાછળ પાછળ ગઇ. કોઈ ન જાણે કે સોનબાઈ આવે છે.

મોર માર્યા, કબુતર માર્યાં, એકાદ હરણ પણ માર્યું. એવામાં રાત પડી. અંધારૂં ઘોર. હવે કયાં જવું ?

એક ભાઈ કહે, " હવે શું કરીશું ? રાત પડી ને અંધારૂં થયું. ઘરનો રસ્તો પણ નહીં જડે ! વળી રાતનો વખત. વાઘ અને વરૂ નીકળશે. રસ્તામાં આપણને મારી નાખે તો ? "

બીજો ભાઇ કહે, " તો ઝાડ ઉપર ચઢી બેસીએ. ત્યાં નહીં આવે વાઘ કે નહીં આવે વરૂ. અને સવાર થશે એટલે ઘર ભેગા. "

પારોજ એક ઝાડ. સાતે ભાઇ ઉપર ચઢી ગયા. નીરાંતે બેઠા.

સોનબાઇ તો નીચે બેઠી. ટાઢે થરથર થથરે. પગ હલે એટલે ઝાંઝર ખખડે ઝણણણ........

નાનો ભાઈ ઉંઘી ગયો.

એક ભાઇ કહે, “ નક્કી આ તો સોનબાઈ. એનુંજ ઝાંઝર ખખડે છે. ”

પાંચે ભાઇ કહે, “ આજ એનો ઘાટ ઘડીએ. એના લોહીએ ચુંદડીઓ રંગીએ. ”

મોટા ભાઇએ હાથમાં બાણ લીધું. તીર ચઢાવીને કહે,

“ સોનબાઇ બહેન, સોનબાઈ બહેન;
નાખું છું ભાલોડીને, વાગશે રે તીરઃ ”

સરરર કરતું તીર ગયું. સોનબાઇની છાતીની પાર...

બીજા ભાઈએ બાણ લીધું. તીર ચઢાવીને કહે.

“ સોનબાઈ બહેન, સોનબાઈ બહેન,
નાખું છું ભાલોડીને, વાગશે રે તીરઃ ”

તીર ગયું ને ફૂચ ! સોનબાઈને વીંધી પાર.......

આમ છ યે ભાઇઓએ બાણ માર્યાં. વાગી વાગીને દૂર જઈ પડયાં.

હવે સાતમા ભાઇનો વારો આવ્યો. એ કહે, “ હું બાણ નહીં મારૂં. સોનબાઇ મારા કાળજાની કોર ! ”

છ યે ભાઇ કહે, “ તો તને મારી નાંખીશું. ”

શું કરે ? બિચારે હાથમાં બાણ લીધું. નાની સરખી ભાલોડી ચઢાવી કહે,

“ સોનબાઇ બહેન, સોનબાઇ બહેન;
નાખું છુ ભાલોડીને, વાગશે રે તીરઃ ”

ધીમેથી ભાલોડી છાડી ચોંટી ગઈ સોનબાઈની છાતીમાં.

બધા નીચે જઇને જુએ તો નાના ભાઇનુંજ તીર છાતીમાં. બધા કહે, “ સોનબાઇને આ નાનેજ મારી નાખી. ”

બિચારો નાનો ભાઈ ભોંય ઉપર પડી ગયો ને મરણ પામ્યો !

સોનબાઈની છાતીમાંથી લોહી ભગભગ વહે. સાતે ભાઇઓએ ચુંદડીઓ રંગી. એક ખાડામાં ભાઈ ને બહેન બંનેને દાટી ચાલ્યા ગયા.

નવાઈની વાત ! ત્યાં બે છોડ ઉગ્યા. દરેક ઉપર એક એક ફૂલ. એક તો ખુબ રૂપાળું. જોતાંની સાથે લેવાનું મન થઈ જાય.

સોનબાઇનો સાસરો સોનબાઈને તેડવા આવ્યો. રસ્તામાં આવ્યું આ ફૂલ. ચુંટવા જાય ત્યાં તો—

"કોણ તોડે છે ફૂલ ? કોણ તોડે છે ફૂલ ?
આ તો ભાઈની મારેલ બેનડી,
ને ભોજાઈની રંગેલ ચુંદડી !"

એ તો ચમકયો. આ શું ? જાય નાઠો કે વહેલું ઘર આવે.

સોનબાઇનો જેઠ કહે, "હું જાઉં" પણ એનીય બાપ જેવી દશા.

સોનબાઇનો વર ચાલ્યો. ફૂલ ચુંટવા જાય ત્યાં તો-

"કોણ તોડે છે ફૂલ ? કોણ તોડે છે ફૂલ ?
આ તો ભાઇની મારેલ બેનડી,
ને ભોજાઇની રંગેલ ચુંદડી."

નક્કી ! આ તો સોનબાઇનો અવાજ, ખોદયું તો સોનબાઈ ને એનો ભાઈ. એણે રાજાને ફરિયાદ કરી. રાજાએ છ ભાઇને છ યે વહુઓનાં નાક કાન કપાવી ગામ બહાર તગેડી મૂકયાં.

# ઘા ભેગા જીવડા

જીવો કોળી હમેશાં ચોરી કરતો અને તેમાંથી પૈસા મેળવી પોતાનું ગુજરાત ચલાવતો. સાધારણ રીતે ચોરીની કળા એ કોળીઓમાં વંશપરંપરાથી ચાલી આવે છે. બીજા ચોરો સહેલાઈથી પકડી શકાય છે પણ કોળી ચોર મુશ્કેલીયે પકડાય છે.

જીવાને આનંદ કરતો જોઇ મુળજી શેઠને પણ ચોરી કરવાનું મન થયું. મુળજી શેઠ જાતે વાણીયા હતા. અને નાનાં છોકરાંઓ હોવાથી ઘણીજ ગરીબ સ્થિતિમાં આવી ગયા હતા. અને જ્યારથી ચોરી કરવાનું મન થયું હતું તે દિવસથી તો એમને કામધંધો પણ સુઝતો ન હતો. એમના ચહેરા ઉપરનું તેજ અદૃશ્ય થઇ ગયું હતું. પાપના પગલાં પહેલેથી સૂચન કરી દેતાં.

જીવાને ચોરી કરી આનંદ કરતો જોઇ મુળજી શેઠે એને તેની સાથે ચોરી કરવા તેડી જવા કહ્યું પણ જીવો પાકો હતો. તે આવા કાચાપોચા વાણીઆને શા માટે સાથે લઈ જાય ? કદાચ એ સાથે હોય તો પકડાઇ જાય.

પણ જીવો ના કહે અને મુળજી હંમેશાં આગ્રહ કરે, આમ ઘણા દિવસ સુધી ચાલ્યું. આખરે જીવો એના આગ્રહને વશ થઇ ગયો. પણ મોટી ચોરી કરવા પહેલાં તેની કસોટી કરવી જોઇએ એમ ધારી એને નાની ચોરી કરવા માટે તેડી ગયો.

અંધારી ઘમઘોરી એક રાત્રે જીવો અને મુળજી બન્ને ગામ બહાર નીકળ્યા. થોડે દુર રવજી પટેલનો

ચીભડાનો વાડો હતો તેમાં ચીભડાં પાકીને સરસ થયાં હતાં. અને તેની ગંધે તો ચોતરફનાં પશુઓ વાડીની આસપાસ ફરતાં. વાડ ઉંચી અને મજબુત હતી. તેથી પેસાય એવું ન હતું.

મોડી રાતે રવજી પટેલ સૂઇ ગયા ત્યારે ધીમેથી જીવાએ રસ્તો કર્યો. અને પોતે મુળજીને બહાર ઉભો રાખી અંદર ચીભડા લેવા ગયા. પણ ખખડાટ થતાં રવજી પટેલ જાગી ગયા. તેથી જીવો તરતજ બહાર નીકળી ગયો, અને મૂળજીને સાથે લઈ ગામ તરફ નાસવા માંડયું. પણ કોળી-ભાઈ જેવો આ વાણીયો કસાએલ ન હતો. એ દોડી ન શકયો. પાછળથી રવજી પટેલે ચીભડાનો ઘા કર્યો. ચીભડું તદન પાકી ગયું હતું. તે આ મુળજી શેઠની પીઠમાં વાગ્યું. તેથી ચીભડું ભાંગી ગયું અને પુષ્કળ બીઆં શેઠની પીઠ પર પથરાયાં.

જીવો આગળ હતો તેથી મુળજી શેઠે બૂમો મારવા માંડી. " અરે કોળીભાઇ, કોળીભાઈ, ઉભા રહો. ઘા ભેગા જીવડા."

રવજી પટેલને તો એટલુંજ જોઇતું હતું. તે ચોરને ઓળખી ગયા સમજ્યા કે આ બોલનાર વાણીઓ છે અને નાસી જનાર કોળી છે. તેણે બીજે દિવસે ફરીયાદી કરી અને તરતજ શેઠને શોધી કાઢી બે ફટકા લગાવ્યા તો તરતજ માની ગયા અને જીવાનું નામ કહી બતાવ્યું. જીવાને સજા થઇ અને મુળજી શેઠને ખુબ ફટકાનું ઇનામ મળ્યું.

# પાપનો પસ્તાવો

એક વિદ્વાન બ્રાહ્મણ હતો. તે રોજ રાજ દરબારમાં જાય. નવી નવી કવિતા અને શ્લોકો જોડી રાજાનું મન રંજન કરે. તેના બદલામાં રાજ તરફથી તેને રોજનું સવા શેર સોનું મળતું. એક વખત તે બ્રાહ્મણે એક કવિતા જોડી તેમાં રાજાના દોષ બતાવેલા. તેથી રાજાને રીસ ચઢી ને બ્રાહ્મણને સોનું આપવાનું તે દિવસથી બંધ કર્યું. બ્રાહ્મણ બિચારો નિરાશ થઇને ઘેર ગયો. તેને એક ડાહી અને સદ્‌ગુણી કન્યા હતી. તેને આ વાતની જાણ થઈ. તે રાજા પાસે ગઇ અને કહ્યું. બાપુ, તમે આજ સુધી અમને પાળ્યાં છે. તેનો બદલો પ્રભુ તમને આપશે. રાજાએ કહ્યું મેં તો રોજ સવા શેર સોનું તમને આપ્યું પણ તેનો બદલો મને ન મળ્યો. બ્રાહ્મણની કન્યાએ કહ્યું કે અહીંથી દક્ષિણ દિશામાં સીધા ચાલ્યા જશો તો ઘણે દુર એક સરોવર જોશો, અને ત્યાં તમને દાનનો બદલો મળશે.

આ પ્રમાણે રાજા જવાને નીકળી પડયો. ચાલતાં ચાલતાં સરોવર આવ્યું એમાં એક સોનાનો સુંદર મહેલ ઝગઝગાટ ચળકી રહયો હતો. તેના દ્વારપાળને રાજાએ પૂછયું. ભાઇ, આ કોનો મહેલ છે. દ્વારપાળે જવાબ આપ્યો, અહીંથી ઉત્તર તરફના દેશના રાજાનો આ મહેલ છે. તે રાજા રોજ સવા શેર સોનું દાન કરે છે.

રાજા વિચારમાં પડયો, આ તો મારો પોતાનોજ. એમ મનમાં હરખાતો હરખાતો દેશ તરફ પાછો વળ્યો,

રસ્તામાં વિચાર થયો કે આ બ્રાહ્મણની છોકરી કેવી રીતે જાણી શકી ?

રાજાએ બ્રાહ્મણની કન્યાને પરણવાનું મનમાં નક્કી કર્યું. પરભાર્યો બ્રાહ્મણને ઘેર ગયો. અને બ્રાહ્મણ પાસે કન્યાનું માગુ કર્યું. બ્રાહ્મણે જવાબ આપ્યો, તમે જે મહેલમાં ગયા હતા. ત્યાં પૂરી જઈને જુઓ. તે મહેલનું શું થયું છે?

રાજા પૂરી જઈને જુએ છે તો મહેલને ઠેકાણે કેટલાક માણસો નર્કકુંડ ખોદતા હતા. તેમને રાજાએ પૂછયું કે આ શું કરવા ખોદો છો. ખોદનારાઓએ ઉત્તર આપ્યો કે જે રાજાને માટે અમે મહેલ બાંધ્યો હતો તેજ રાજા પાપ કર્મ કરવા તૈયાર થયો છે. તો આ તેને માટે ?

રાજા વીલે મોઢે ઘેર ગયો ને બ્રાહ્મણની માફી માગી અને એમાંથી મુક્ત થવાનો ઉપાય બ્રાહ્મણને પૂછયો, રાજ-પાટ છોડી દઇ આખા ગામનાં વાછરડાં ચારી, સાંજે લાકડાનો એક ભારો ગામમાં વારા ફરતી દરેક ઘેર નાખવો અને તેના બદલા તરીકે મુઠી ચણા રાજાએ લેવા, આ પ્રમાણે કરવા રાજા તૈયાર થયો. રાજા રોજ ગામનાં વાછરડાં ભેગાં કરી ચારવા જાય છે. અને સાંજે આવતી વખતે લાકડાનો ભારો માથે મૂકી લાવે છે અને તેના બદલામાં મળેલા મૂઠી ભર ચણાથી સંતોષ માની સુઇ રહે છે.

આમ ઘણા દિવસ રાજાએ કષ્ટ વેઠયું અને તપાવેલા સોનાની માફક રાજા શુદ્ધ થયો. પાપ ધોવાયું અને પવિત્ર બની રાજાએ રાજ્ય કર્યું.



# તંદુરસ્ત બાળક



એક છોકરો હતો. તેનું નામ નરેન્દ્ર. નરેન્દ્ર દસ વર્ષનો હતો. બધા તેને પહેલવાન કહેતા.

નરેન્દ્ર કસરતનો શોખીન હતો, તે દરરોજ સો દંડ અને સો બેઠક પીલતો હતો.

લાઠીના દાવ તે જાણતો હતો, કુસ્તી તો તેને બહુજ ગમતી.

નરેન્દ્રના ગામથી બે કોસ દૂર એક શહેર હતું. શહેર પાસે હોવાથી ઘણા ખરા વેપારીઓ દુકાનનો સઘળો માલ ત્યાંથીજ લાવતા. રસ્તો ઘણોજ ભયંકર હતો. લુટારાઓએ ઘણાએ વેપારીઓને લૂંટયા હતા. દરરોજ લુંટાયાની બુમ તો સંભળાયજ.

એક દિવસે તેના પિતાએ તેને તે શહેરના કોઇ એક વેપારીને રૂપીઆ આપી આવવા કહ્યું.

નરેન્દ્રે પોતાની લાઠી સાથેજ લીધી હતી. તે ઝડપથી ચાલતો હતો. લગભગ અડધો રસ્તો બાકી હતો. હવે બીહામણો રસ્તો ચાલુ થયો. ઉંચી ઉંચી ભેખડો અને થોરનાં જુથ.

દૂર એક થોરના જુથ પાસે બે કોળીના છોકરા બેઠા હતા. તેમણે નરેન્દ્રને આવતો જોયો. શિકાર હાથમાં આવ્યો જાણી હસતા હસતા બેઉ ઉભા થયા.

તેમણે નરેન્દ્રને સતાવવાનો વિચાર કર્યો. એકે તેનો હાથ પકડયો. બીજાએ ગરદન પકડી.

નરેન્દ્ર એકલો હતો. કોળી બે હતા.

તેનો મીજાજ ગયો. હાથ છોડાવવા પ્રયત્ન કરવા માંડયું.

“ કેમ, ડોળા કાઢે છે ? ચું કે ચાં કરીશ તો આ લાઠી ભાળી છે ? પૈસા હોય તો કાઢી દે. ” તેમાંના એકે કહ્યું.

બાળક કુસ્તી જાણતો હતો. લાઠીના ઘા કેમ કરવા તથા કેમ ઝીલવા તે જાણતો હતો. તે એકદમ ઘુરકયો. લાઠી ઉગામી તરતજ હાથ પકડનારના હાથ ઉપર જબ્બર ફટકો લગાવ્યો.

ફટકો સખત હતો. કોળીના છોકરાનું હાથનું હાડકું તૂટી પડયું.

એક તો દૂર થયો. પોતાના ભાઇને માર્યો જોઇ બીજો ચીઢાયો. લાઠીની લડાઇ શરૂ થઇ. બન્ને ચીઢાયા હતા.

કોળીએ લાગ જોઇ લાઠી ઉગામી. જોરથી નરેન્દ્ર ઉપર ફટકો લગાવ્યો. નરેન્દ્ર પણ બહાદુર હતો તરતજ લાઠીથી સામો ઘા ઝીલી લીધો. પરંતુ લાઠી તુટી ગઇ.

બેઉ બાથાબાથી આવી ગયા. કુસ્તી શરૂ થઈ.

નરેન્દ્રે કુસ્તીનો દાવ લીધો. ધબબ ધબ કરતો કોળી પડયો. પડયો કે તરતજ તેની છાતી ઉપર ચઢી બેઠો. બન્નેના હાથ પગ બાંધ્યા અને નાશી ગયો.



[ ૭૭ ]

# મુલ્લાં અને વાણિયો



રાજનગર નામે એક શહેર હતું. તેમાં કમરૂદ્દિન નામે એક મુલ્લાં વેપારીનો ધમધોકાર વેપાર ચાલતો, કારણ કે રાજનગર પાસે એક મોટી નદી હતી એટલે દેશ દેશાવરનો માલ લાવવા લઇ જવાનું ઠીક પડતું. કમરૂદ્દિન શેઠ ઘણા પ્રમાણિક ગણાતા અને શહેરમાં તેમનું ઠીક વજન પડતું.

એક દિવસ ચતુરદાસ નામે એક વાણિયો કમરૂદ્દિનને ત્યાં આવ્યો અને પોતાનો માલ શેઠને વટાવ લઇને વેચવા આવ્યો. કમરૂદ્દિન શેઠે ચતુરદાસની કંકોડીની કોથળીઓ, સાબુની પેટીઓ અને લોઢાનો સામાન પોતાની વખારમાં મૂકાવ્યો, અને જ્યારે ભાવ ચઢે ત્યારે વેચી આપવા વચન આપ્યું. વાણિયો માલ સોંપીને પોતાને ગામ પાછો ગયો.

થોડા દિવસ પછી જ્યારે ભાવ ચઢયો ત્યારે કમરૂદ્દિને બધો માલ વેચી દીધો અને પૈસા ચતુરદાસને નામે જમે કર્યા. પાંચ છ મહિના સુધી ચતુરદાસ ત્યાં આવ્યા નહિ એટલે કમરૂદ્દિને હિસાબમાં ગોટાળો કરી ચતુરદાસનો હિસાબ ચૂકતે કર્યો.

કંઈ કારણસર ચતુરદાસ રાજનગરનાં આવ્યા હતા, એટલે તે કમરૂદ્દિનને ત્યાં હિસાબ કરવા આવ્યા અને મુલ્લાંને પૂછ્યું, “કેમ, શેઠ ! પેલો માલ તો વેચાઇ ગયો છે ને ? હવે હિસાબ કરી નાંખશો ?”

મુલ્લાંએ જવાબ દીધો–" અરે ! ચતુરદાસ શેથ ! સું વાટ કરૂ, બહુ દલગીર છુ ! "

ચતુરદાસ ચમકયા અને બોલી ઉઠયા " પણ છે શું, શેઠ ? " એટલે મુલ્લાંજીએ ઠંડે પેટે જવાબ દીધો, " સેથ ! ટમારો માલ ટો સારો ઠો, પણ સું કરૂ કંકોરીમાં ફીરા પરા, ને સારો સાબુ ટો સરી ગ્યો ને લોહુ ટો ઉંડર ખાઇ ગયા; સેથ ! બહુજ દલગીર છું ! મારો બી ઘનો માલ બગરો છ ! "

ચતુરદાસ એમના નામ પ્રમાણે ઘણા ચાલાક હતા એટલે તે વખતે તો કંઇ બોલ્યા નહિ પણ લાગ આવે ત્યારે દાવ લેવાનો વિચાર કરી બોલ્યા, " હોય, શેઠ ! તેમાં શું ! કંઇ વાંધો નહિ ! "

કમરૂદ્દિનના ઘરથી જરા છેટે ચતુરદાસે ઘર ભાડે રાખ્યું અને ત્યાં રહેવા લાગ્યા, એક દિવસ કમરૂદ્દિન શેઠની છ સાત વર્ષની છોકરી રમતી હતી તેને ચતુરદાસ કોઇ ન જાણે તેમ પોતાને ઘેર લઇ ગયા અને સારૂં સારૂં ખાવાનું આપી ત્રીજે માળ રાખી મૂકી.

સાંજ સુધી છોકરી ઘેર ન આવી એટલે પેલા કમરૂદ્દિન શેઠ ગભરાવા લાગ્યા અને છોકરીને શોધવા નીકળી પડયા. રાત પડી ગઈ એટલે નિરાશ થઇ આમ તેમ ફરતા હતા એટલામાં ચતુરદાસે પૂછ્યું, " કેમ, શેઠ ! શું શોધો છો ? " મુલ્લાંજીએ બધી વાત કહી એટલે ચતુરદાસ બોલ્યા " અરે ! શેઠ ! શું કરૂં, તમને કહેવાનુંજ ભૂલી ગયો. સાંઝે

જ તમારી ઉમરબાઈ રમતી હતી તેને બગલાં ઉચકી ગયાં ! મેં છોડાવવા ઘણી મહેનત કરી પણ બગલાં તો તેને લઇ ઉંચેજ ઉડયાં, એટલે હવે અહીં શોધશો તો મહેનત નકામી જશે !"

મુલ્લાં બોલ્યા–" વળી છોકરાંને તે બગલાં સું ઉંચકે, મશ્કરી સું કરો છ !"

ચતુરદાસે કહ્યું–" મારી સગી આંખે જોયું ને તમે માનતા નથી તો ભલે, મારે શું ?

મુલ્લાં સમજી ગયા કે આ બધું વાણિયાભાઇનુંજ કામ હશે. બીજે દિવસે કાજી આગળ પેલા વાણિયા સામે મુલ્લાંજીએ ફરીયાદી નોંધાવી.

વાણિયાને મુલ્લાંજી કાજી આગળ લઇ ગયા. કાજીએ પૂછપરછ કરી ત્યારે વાણિયાએ જવાબ દીધો–" સાહેબ જે શહેરમાં કંકોડીમાં કીડા પડે, સાબુ સડી જાય અને લોઢું ઉંદર ખાઈ જાય તે શહેરમાં બગલાં નાનાં છોકરાંને ન ઊંચકી શકે ! પૂછો કમરૂદ્દિન શેઠને !" કાજીને બધી વાતની ખબર પડી ગઇ. તેણે મુલ્લાં કમરૂદ્દિનના હિસાબના ચોપડા મંગાવ્યા અને વ્યાજ સાથે ચતુરદાસ શેઠના પૈસા તરતને તરત ચૂકતે કરાવી અપાવ્યા. ચતુરદાસે કમરૂદ્દિનને તેની છોકરી પાછી સોંપી દીધી. મુલ્લાંજીની વાત આખા શહેરમાં ફેલાઇ ગઇ પણ પછીથી કોઈ દિવસ તેઓ આ પ્રમાણે લુચ્ચાઇ કરતા નહિ.



# રતનશા વેવારી



એક હતો રાજા અને એક હતી રાણી. તેઓને બે કુંવરો હતા. તે બન્ને નિશાળે જતા હતા અને સાંજે તેમની મા તેમને તેડવા સામે જતી.

એક દિવસ રાજા રાણી બારીએ બેઠાં હતાં. તેની સામે એક ઝાડ હતું. તે ઝાડમાં એક ચકલીનો માળો હતો તેમાં તે ચકલી રહેતી હતી અને તે માળામાં તેનાં બે નાનાં બચ્ચાં હતાં. ચકલી તે નાના બચ્ચાંને મુકી મરી ગઈ. અને બીજી ચકલી તેના બચ્ચાંને મારીને રહેવા લાગી. તે વખતે રાણીએ કહ્યું કે જેમ આ બચ્ચાંના હાલ થયા, તેવાજ હાલ મારા છોકરાના થશે, માટે મરણ પછી તમે બીજી રાણી કરતા નહિ. રાજાએ તે કબુલ કર્યું. થોડા દિવસ બાદ રાણી મરી ગઈ.

હવે રાજાના કુંવરો રોજ નિશાળે જતા હતા, પણ તેમની મા મરી ગઈ એટલે તેમને કોઇ તેડવા આવતું નહિ. માટે તેમને તેના બાપાને કહ્યું કે અમારી બીજી બા લાવો. પણ રાજાને યાદ આવ્યું કે મેં વચન આપ્યું છે, પણ છોકરાઓએ હઠ છોડી નહિ. માટે રાજાએ પરણવા જવાનો વિચાર કર્યો અને પરદેશ ચાલવા માંડયું. રાજાએ તેમના કુંવરોને કહ્યું કે જો હું પંદર દિવસમાં ન આવું તો મને

ોધવા આવજો. એમ કરતાં પંદર દિવસ વીતી ગયા અને ોકરાઓ શોધવા નીકળી પડયા.

છોકરાઓએ ઘણી તપાસ કરી પણ રાજાનો પત્તો ન લાગ્યો. તેથી તેઓ ઘેર પાછા આવ્યા, તે વખતે રાજા ાણી બારીએ બેઠાં હતાં. રાણી કહે કે આ કેવા સુંદર ોકરાઓ છે ? રાજાએ કહ્યું કે એ તો આપણા કુંવરો છે. ાણીએ કહ્યું કે મારે આ કુંવર જોઇતા નથી. તેથી રાજાએ ેઓને એક એક ઘોડો અને થોડું દ્રવ્ય અને થોડાં રત્ન આપ્યાં. તેઓએ ચાલવા માડયું.

તેઓ એક શહેરમાં આવી ચઢયા તેઓને સખત ભુખ લાગી હતી. નાનો ભાઇ એક રત્ન લઇ ગામમાં ખાવાનું લેવા ગયો ેણે ખાવાનું તો લીધું પણ પૈસા છુટા હતા નહિ, તેણે ખાવાનું એક કંદોઇની દુકાનેથી લીધું હતું. કંદોઇએ કહ્યું કે તમે બીજી વખત આવશો ત્યારે હું પૈસા પાછા આપીશ એમ કહી રત્ન લઇ લીધું, ઘણા દિવસ વીતી ગયા પણ ોકરો પૈસા પાછા લેવા આવવાનું ભુલી ગયો. પછી પેલો **'રતનશા વેવારી"** તરીકે ઓળખાવા લાગ્યો. નાનો ોકરો અને મોટો છોકરો બન્ને જુદે જુદે રસ્તે પડયા. ાનાભાઇને રસ્તામાં તરસ લાગી અને તે એક કુવા આગળ આવી બેઠો. ત્યાં એક દેડકો હતો તે બોલ્યો કે "જે ાણસ મને મારી મારા લોહીનો ચાંલ્લો કરશે તે રાજા શે. નાના ભાઇએ તે પ્રમાણે કર્યું. રસ્તામાં પૈસા ખુટયા, કે તરતજ પેલા કંદોઇ પાસેથી પૈસા લઇ આવ્યો

અને આગળ ચાલવા માંડયું. ત્યાં એક રાજા મરી ગયો હતો અને એવું હતું કે જે સવારના પ્હોરમાં પહેલાં જે દરવાજે આવે તે રાજા થાય. એ શરત પ્રમાણે નાનો છોકરો રાજા થયો. થોડે દહાડે મોટો ભાઈ પણ મળ્યો અને સુખેથી રાજ કર્યું. ને બન્ને સુખેથી રહેવા લાગ્યા.



# મગન હજામ



મગન કરીને એક ગરીબ હજામ હતો. વૃધ્ધ હોવાથી મગનથી બહુ પૂરાતું નહિ એટલે એની આવક બહુ ઓછી હતી. એની સ્ત્રી અને પુત્રી એ એનુ કુટુંબ. મગનથી કામ થાય નહિ એટલે બન્ને જણાં એને બહુ પજવે. બીજાઓ સારાં કપડાં પહેરે અને સારૂં ખાય એવું કરવાની એમની ઇચ્છા હતી. મગનને મદદ કરવાને બદલે એ લોકો નિરાંતે સુઇ રહે અને મગનને ખુબ પજવે. પણ મગન કદી ચિઢાતો નહિ અને એમને કંઇ કહેતો નહિ. વળી મગન જરા એકતારો લઇ ભજન ગાય એ પણ એ લોકોને ગમે નહિ. તેથી એક દહાડો એના તાર તોડી નાંખ્યા. મગન માત્ર એટલુંજ બોલ્યો કે હરીચ્છા !

મગનની છોકરી ગુમાન તો ગુમાનમાં રહેતી અને મગન પર હુકમજ કરતી. એની મા મોંઘી મગન સામું ડોળા ઘુરકાવતી અને એને સુખે ખાવા પણ દેતી નહિ. વળી ગુમાનને બધી છોકરીઓ રોફથી ફરે છે તેમ ફરવું હતું.

મગનનું ઘર આવું કઢંગુ હતું. એના ઘરની ખરચી ખુટી હતી. છેલ્લાં હાંલ્લાં વેચાવાં બાકી હતાં. એમ કરતાં ચોમાસાના દિવસ આવ્યા. ચોમેર મુશળધાર વરસાદ પડી રહ્યા છે અને મગન એક ઠેકાણે બેસી ભગવાનનું નામ

જપી રહ્યો છે. એવામાં દુરથી એક ભીખારીએ બારણું ઠોકયું. મગને બારણું ઉઘાડયું પેલો ભિખારી મગનને કરગરી પડયો અને કહ્યું, ભાઇ, હું પરદેશી છું, મારે દુર જવું છે. વળી મારા પગમાં કાંટો વાગ્યો છે તે તું કાઢી આપ. ભગવાન તારૂં ભલું કરશે.

મગનને દયા આવી. પણ ઘરમાં દીવો ન મળે. માત્ર ચુલામાં બે ચાર અંગારા હતા. આથી મગન બહુ અકળાયો. પણ ઇશ્વર કૃપાથી ચુલામાં એકદમ ભડકો થયો અને આ અજવાળામાં મગને કાંટો કાઢયો.

મગને જેવો કાંટો કાઢયો કે તરતજ આ ભિખારી અદૃશ્ય થયો અને એની નજર આગળ કૃષ્ણ ભગવાન હાજર થયા અને કહ્યું કે લે તને આ પાવડી આપું છું. આ પાવડી પહેરી જ્યાં જ્યાં ચાલીશ ત્યાં ત્યાં સોનું થઇ જશે. પણ જો તું દયાહીન થઇશ તો આ પાવડી અને તારૂં દ્રવ્ય જતું રહેશે. માટે આ દુનિઆના મનુષ્યો તરફ મમતા રાખજે. વળી તારે બીજા કોઇને પાવડી પહેરવા આપવી નહી. ત્યાર પછી ભગવાન અલોપ થઈ ગયા.

પછી મગને તો પાવડી પહેરીને નાચવા માંડયું. વળી આ વાતની ખાતરી કરવાને એણે નીચે જોયું તો પગલાં સોનાનાં દીઠાં. પછી તો એણે પોતાની પુત્રી અને પત્નીને બોલાવીને બધી વાતો કહી. આ સાંભળી બન્ને હર્ષઘેલાં થઇ ગયાં અને મગનને કુદાવવા માંડયો. બિચારો મગન થાકયો. પણ આ લોકો એને જંપવા દે નહિ.

સવારે ઉઠી બન્ને જણા સોનું લઈ બજારમાંથી સરસ કપડાં તથા મિઠાઇ લઇ આવ્યાં. પછી એ લોકોએ મગનને એક મહેલ બંધાવવા આગ્રહ કર્યો. થોડી આનાકાની પછી મગન આગ્રહને વશ થયો. મહેલ તો બંધાયો પણ ઈંટ અને ચૂનાથી બંધાયલા મહેલથી ગુમાન અને મોંઘી ખુશ થયાં નહિ. એમને તો બધો મહેલ સોનાનો બનાવવો હતો. એટલે મગનને પાવડી પહેરાવી, દિવાલ, બારી, દાદર વિગેરે પર ચલાવ્યો, પણ છત બાકી રહી. હવે મગનને ઉંધે માથે એક સ્ટુલ પર ચાલવું પડ્યું. આ રીતે સોનાનો મહેલ તૈયાર થયો.

ધીમે ધીમે આ વાત આખા ગામમાં ફેલાઈ. બધાં મગનને મગનલાલ શેઠ પધારો પધારો કહી બોલાવવા લાગ્યા. ગુમાન તથા મોંઘીને બેન તથા બા કહી બધા સંબોધે. મગન હજામ મટી શેઠ થયો એને પણ ધીમે ધીમે પૈસાની ખુમારી આવવા માંડી. નોકરો ઘરમાં રહે અને ગામમાં શેઠ શેઠ થાય એટલે મગનશેઠ પોતાની પહેલાંની જીંદગી ભુલ્યા અને ભજન કીર્તન બધ થયાં.

એમ કરતાં ગુમાન બેનની વરસગાંઠ આવી. ગુમાન બેન પણ પૈસા આવવાથી હૃષ્ટપુષ્ટ થયાં હતાં. આ પ્રસંગે મગનશેઠે એક મિજલસ કરી અને આ મિજલસમાં ભાગ લેવા ગામના રાજા, રાજકુંવર તથા બીજા આગેવાનોને આમંત્રણ આપ્યાં. મિજલસ દરમિયાન ગુમાને રાજકુંવરને જોયો. એને જોઇ કુંવરને પરણવાનું મન થયું. મિજલસ

ખલાસ થઈ, બધાં વિખરાયાં. ગુમાને માને વાત કહી. માએ મગનશેઠને કહ્યું. અને મગન શેઠે હા પાડી.

ત્યારબાદ મગન શેઠે રાજાને કાગળ લખ્યો અને જણાવ્યું કે તમારા પુત્રનું મારી પુત્રી જોડે લગ્ન કરો. કાગળ વાંચી રાજાના ગુસ્સાનો પાર રહ્યો નહિ પણ રાણીએ એને ઠંડો પાડયો અને કહ્યું, કે આ કંઈ જેવો તેવો હજામ નથી. આતો આપણાથી ચઢે એવો છે. એની દોલત અગાધ છે. રાજાએ હા પાડી, અને લગ્નનો દિવસ નકકી થયો.

મગન શેઠે બહુજ દબદબાથી મહેલ શણગાર્યો. કયાં કયાંથી વાજાંઓ, હાથીઓ મંગાવ્યાં તથા મહાન મંડપ બંધાવ્યો. મંડપમાં પણ કૃત્રિમ શોભા રચાવી. એમ કરતાં લગ્નનો આગલો દિવસ આવ્યો, મગન શેઠનો રોફ વધ્યો.

હવે ભગવાનને મગનશેઠની પરીક્ષા કરવાનું મન થયું. એટલે એ પાછા એક ભિખારીનું રૂપ લઈ આવ્યા અને મહેલ આગળ આવી કહ્યું કે હું પરદેશી છું અને મારે દુર જવું છે, માટે જરા કાંટો કાઢી આપો. મગનશેઠ તો એને ગાળો દેવા લાગ્યા અને કહ્યું કે સીધો સીધો જા હું મગનશેઠ તે તારો કાંટો કાઢવા બેસું. પેલાએ બહુ કાલાવાલા કીધા પણ મગનશેઠ તો લાકડી લઇ ઉઠયા. પણ એટલામાં એક ચમત્કાર થયો. ભિખારી જતો રહ્યો અને તેની જગાએ ભગવાન દેખાયા.

ભગવાને એની પાવડી લઈ લીધી. પછી ભગવાને કહ્યું કે તું પૈસાદાર થયો ત્યારથી દયાહીન થયો છું. વળી તેં ભજન કીર્તન છોડયાં છે માટે તું તો ગરીબજ સારો. પછી ભગવાન અદૃશ્ય થયા.

મગનનો મહેલ જતો રહ્યો અને પાછું ઝુંપડું થઈ ગયું. લગ્ન લગ્નને ઠેકાણે રહ્યાં. મગન બહુ પસ્તાયો અને રડયો. પણ વળે શું ! જયારે જયારે મગનને પોતાનો મહેલ યાદ આવે છે ત્યારે ત્યારે એ નિરાશ બની રહે છે.



# મયૂરી



એકની એક લાડકવાયી પિતાની પુત્રી, અને માતાને જાણે પેલા ભવની સગી મા ન હોય એવો ઉમળકો આવે, એવી માયાળુ સ્વભાવની દીકરી જોઇ, દુનિયાં માબાપને ઘેલાં કહેતી. દીકરીને તે વળી આવડાં લાડ શાં ? એવાં મ્હેણાં કે પાછળ થતી વાતો એ સુખી દંપતીને સાંભળવામાં આવતાં; હોય, દુનિયા દોરંગી છે. પ્રાવે તે કહે આપણે તો આપણા બાળકને લાડ લડાવી તે સુખી થાય તેવું કરીએ છીએ. બીજું શું કરી શકવાનાં ?

માવજી પટેલને ધનકોર પટલાણીનું જોડલું નાનકડા ઝાડેશ્વર ગામમાં સંતાનહીન દશાને ભોગવતું સંતોષી ને સુખી અવસ્થામાં રહેતું હતું. પરંતુ તેમને એકેય બાળક ન મળે, તે એકજ વાત અસંતોષ ઉપજાવે તેવી હતી; પણ સૌ દહાડા સરખા નથી જતા. ગયા જન્મના કે આ જન્મના પૂણ્ય કાર્યનો બદલો ભગવાન આપ્યા સિવાય નથી રહેતો.

મહાદેવની પૂજા, આરતી, પાઠ ને ગાયની સેવા, બ્રાહ્મણને જમાડવા કે અતિથિનો સત્કાર એ કુટુમ્બે ઓછાં ન હતાં કર્યાં. લોકોનાં બાળકો જોઈ તેઓ પોતાનાં દીલ બાળવાને બદલે ઠારતાં ને પડોશીઓના છોકરા ભેગાં કરી ધનકોર પટલાણી બાલરમતોનાં સાધનો મેળવી આપતાં.

પ્રભુનું કરવું તે બાળકોની આશિષ પૂળી. સૌ સારાં વાનાં થયાં ને પટલાણીને રૂપ રૂપની અંબાર જેવી વટ સાવિત્રીના વ્રતને દહાડેજ દીકરી અવતરી. પટેલે ઘરમાં પેસતાંજ મોરના શુકન ભાળ્યા. ઢેલડનો ટહુકો સંભળાયો, અને દીકરીને જોવાને આધેડ વયે અધીરા બન્યા. દીકરીને જોતાંજ બોલ્યા કે વાહરે પ્રભુ, તેં તો મારા ઘરમાં મયૂરી આપી. દીકરી સો વરસની થજે બાપ. તારાં પગલાંયે મારૂં ઘર ઉજળું રહ્યું. ભગવાન તારૂં કલ્યાણ કરે. ગામમાં ગોળ વહેંચ્યો, લોકો રાજી થયાં. માવજી પટેલની મયુરીની વાત ઘેરેઘેર પ્રસરતાં ઘેરેઘેર કંસાર રંધાયા. કેવો ગામડીઓ પ્રેમ ! કુટુમ્બ ભાવ ! !

મયુરી તો દહાડો જાય છે તેમ મોટી થાય છે. ચંદ્રમાના તેજ સમી કાન્તી ને રૂપ જોઈ સૌનાં દીલ ઠરતાં. તેની કાલી મીઠી વાણીથી સૌને મોહ ઉપજાવતી. ગામની નાની મોટી દીકરીઓ કે જુવાન વહુઆરૂઓને મયુરીને રમાડવાની હોંશ થતી તેને ગેલ કરાવવામાં મઝા આવતી. મયુરીની દોસ્તી મોર ને ઢેલનાં ટોળામાંજ જામતી ગઇ ને રાતદહાડો તે તેનોજ સંગ રાખતી.

દીકરી ઉંમર લાયક થવા આવતાં માતપિતાને ચિંતાનો વિષય થઇ પડે છે તેવી પટલપટલાણીની પણ દશા થઇ. ને વરની શોધમાં રહેવા લાગ્યાં. ઘર કામ શીખવવાને સાસરીયાંને યોગ્ય તાલીમ આપવા તે મયુરીને કેટલીયે વખત આ પંખીઓના ટોળામાંથી ધ્યાન બીજે ખેંચવા મીઠો ઠપકો આપતાં, પણ તે સાંભળેજ કોણ ?

મયુરીને તો તેની લહે લાગી હતી. એક દિવસ વરસાદ ઝરમર ઝરમર ટપકતો હતો, મોર ટહુકાર કરતા હતા, સમીસાંજનો સમય આમ પક્ષીઓના આનંદથી શાન્તિ હોઇ શાન્તિ આપતો હતો. મયુરીને તેની પડોશણ પૌઢ વયની ગંગા, નર્મદા કિનારાના મહાદેવજીના વંડામાં ઝાડીની ઓથે કુદરતના ખોળે બેઠાં હતાં. અનેક મયુરોની ટોળી આજે ભેળી થઇ હતી. કેટલાંક આમ તેમ ઉડતાં હતાં તો કેટલાંક તેની આસપાસ વીંટળાઇ બેઠા હતા. એક રઢીયાળા મોરને જાણે કળા શીખતી કે શીખાવતી ના હોય તેમ બોલાવતી હતી. ગગા આ બધું પુતળાવત જોઇ વિચાર કરતી કે શું આ મોર તે એનો પેલા ભવનો સંબંધી હશે કે મયુરી ખરેખાત પેલા જન્મની મોર જાતીની હશે. પ્રભુ જાણે. પણ આ છોકરી સાસરે જશે તો આ પંખીઓ ને છોકરી બન્નેની શી દશા થશે ?

ગંગાએ આજના બનાવની વાત તેની માને કહી, માને એજ ચિંતાનો વિષય હતો પણ કરે શું ?

"માબાપો તો નિમિત્ત માત્ર છે." કહેતી સાચી ઠરી અને ન્યાતના એક પટેલના છોકરાની સાથે મયુરીનાં લગ્ન થયાં. સાસરે જતી મયુરીને માબાપ છોડતાં જે ન લાગી આવ્યું તે આ પંખી દોસ્તોને છોડતાં લાગ્યું ને અખુટ આંસુની ધારા વહેતાં દોસ્તોની દોસ્તી તજી સાસરે જવું પડ્યું.

મયુરી સાસરે જતી આવતી થઈ. તેને પંખીઓ સિવાય સાસરામાં જરીયે ગોઠે નહિ. પણ શું કરે? ત્યાં બહુ બહુ તો ચારપાંચ મોર નજરે પડતા. તેમને અવાર નવાર જોઈ દિલને ટાઢક વાળતી.

તેના દોસ્તો મોરમાં પણ તેની ગેરહાજરી સાલવા માંડી. આ મહાદેવના વંડા પાસે કોઇક જ મોર જણાતા. અને ત્યાંથી ખસીને તેઓએ બીજી ઝાડીમાં સ્થાનક કર્યું.

ગામ લોકો જ્યારે મહાદેવજીના દર્શને આવે ત્યારે આ મોરને મયુરી દીકરીના પ્રેમને યાદ કરે ને નવરા બેસે ત્યારે તેમની વાતનો એ વિષય થઇ પડે.

ગંગાએ તો આ જગાએ આવવાનું જ છોડ્યું હતું.



# બે ભાઇઓ



રામો અને વામો એ બે ભરવાડ હતા. રામો નાનો હતો પણ ડાહ્યો અને બુદ્ધિશાળી હતો. વામો મોટો હતો પણ અજડ અને અજ્ઞાની હતો. એટલે મોટો ભાઇ વામો હંમેશાં પોતાના ઢોર અને બકરાં લઇ સીમમાં ચારવા જતો અને નાનો ભાઇ રામો ડાહ્યો હોવાથી હંમેશાં ગામમાં ડાયરો ભરાતો તેમાં જઈને બેસતો. અને સારાં કપડાં પહેરી સહુ માણસો વચ્ચે બેસી વાતો કરતો તેથી સહુ તેને ઓળખતા અને જ્યારે જ્યારે મળતા ત્યરે તેને રામ રામ કરતા. વામાને તો કોઇ બોલાવેય નહિ. આથી વામો હંમેશાં ડાયરાના વિચાર કરતો. તેમાં જઇને બેસવાનું તેને મન થતું અને વારંવાર તે આશામાં એ ડાયરાનાં સ્વપ્નાં જોતો.

એક દિવસ વામાએ સાંજે ઘેર આવી રામાને કહ્યું કે કાલે તો મારે ડાયરામાં જવું છે. તું જજે સીમમાં. રામો તો આ સાંભળી સજડજ થઇ ગયો. મોટાભાઈનું ડાયરામાં કામ નહિ. એ જઇને શું કરશે? બોલતાં નહિ આવડે, બેસતાં નહિ આવડે અને વાત કરતાં પણ નહિ આવડે. પણ એ માને એવા નથી. એટલે એણે તો બીજે દિવસે ઢોર અને બકરાં લઇ સીમમાં ચારવા જવાનું કબુલ કર્યું.

બીજે દિવસે વામાભાઇ સારાં કપડાં પહેરી ડાયરામાં બેસવા ચાલ્યા. પણ એમના ઢંગ જોઇ તરતજ ડાયરો જોઇ રહ્યો. "વામાભાઇ, તમે કયાંથી? રામાભાઇ કયાં ગયા?"

આજ તો એ ઢોર ચારવા ગયો છે. ને મને આજ ડાયરામાં આવવાનું મન હતું તે મોકલ્યો છે.

એમ, તો તો ઘણું સારૂં. આવો. બેસો. વામો તો સહુના આવકારથી ખુશ ખુશ થઇ ગયો. એને તો લાગ્યું કે હવે મનેય રામાની પેઠે સહુ રામરામ કરશે. હુંયે મોટો માણસ ગણાઇશ.

ડાયરામાં તો વાતોનાં ગપ્પાં મરાવા લાગ્યાં. કસુંબા લેવાયા અને સહુએ નીશામાં વાતો કરવા માંડી.

અને એમાં વામાભાઇ કાંઇ ઓછા નહુતા. એમણે તરતજ ફેંકયું. "અરે, શું કહું? હું કાંઇ ગયો હતો ઢોર ચારવા. તે મોટી કાળી શીલા નદીના પાણીમાં તણાતી જતી હતી." તરતજ વામાએ ગગડાવ્યું.

આ સાંભળીને સહુ હસી પડયાં. વામાની મૂર્ખાઇ જોઇ એમણે એની કીંમત આંકી કાઢી. પણ આ અજડ વામો એ ન સમજ્યો એણે તો હજુએ ચાલુ રાખ્યું. અને બીજી નવાઇની વાત તો એ છે કે મારે એક બકરી છે. જાણે રૂપ રૂપનો અવતાર! એ તો હંમેશાં પીપરની ટોચે કુંપળીઓ હોય તેજ ચરે.

"અરે રાખો વામાભાઇ, એવું તે હોય !" છેવટે એકે વામાને મોઢા મોઢ સંભળાવી દીધું.

અને વામાભાઇ તો ચાટ પડી ગયા. એમણે ડાયરા ને મૂર્ખો ગણ્યો, અને પોતે નાહક ફસાઈ પડી પોતાની મશ્કરી કરાવી તે માટે પસ્તાવો કરવા લાગ્યા. પણ હવે શું થાય! એતો જેમ તેમ કરી સાંજ સુધી બેઠા. અને હવે કદીએ ડાયરામાં પગ નહી મુકવાનું પણ લઈને ઘેર જવા નીકળ્યા. તેમની પાછળ થતી મશ્કરી અને ખડખડાટ હસવાનો અવાજ એમણે કાનો કાન સાંભળ્યા. એ ઘણાય બળી ગયા પણ શું થાય ?

એણે ઘેર જઈ રામાને કહ્યું. "રામા, તું જજે ડાયરામાં. મારે તો હવે કદીએ નથી જવું." રામો સમજી ગયો કે ભાઇ કાંઈક ઘોળી આવ્યા છે,

બીજે દિવસે રામો પૂરી ડાયરામાં ગયો અને વામો સીમમાં ગયો. જેવો રામો ડાયરામાં આવ્યો કે તરતજ સહુ બોલી ઉઠયું. "રામાભાઈ, કાલ તો મોટાભાઈ આવ્યા હતા. તે શું ગાંડી ગાંડી વાતો કરે. કુતરા ખડે ન ખાય ! આવી વાતો તે હોય !"

રામો ડાહ્યો હતો. તેણે બધી વાતો ધીરજથી સાંભળી લીધી અને પછી ધીમેથી કહ્યું. "ભાઇ, મોટાભાઇ સાચું કહેતા હતા. એ ખોટું નથી બોલ્યા, કે ગપ્પુંય નથી માર્યું.

"પણ કયાંઇ પત્થર તે તણાતો હશે ?"

"હા. આ નદીમાં પત્થર હતો ત્યાં એક તુંબડાનો વેલો ઉગ્યો હતો અને એ આખો વેલો એ શીલા ઉપર વીંટળાઇ ગયો. એને એટલાં બધાં તુંબડાં બેઠાં કે પત્થર તો દેખાય તેવો ન હતો. એવામાં નદીમાં પાણી આવ્યું એટલે પત્થર તુંબડાના લીધે તરી નીકળ્યો. કહો જોઉં, પત્થર તરે કે તણાય ખરો કે નહિ ?"

સહુને હા કહેવી પડી.

"અને મારી બકરી પીપરના કુંપળીઓ ખાય છે. તેય સાચું છે. પીપર કુવામાં ઉગી છે. અને તેની ટોચ કાંઠે પહોંચતી હોવાથી કુંપળીઓ કુવાને કાંઠે ઉભા ઉભા ખાઇ શકાય એમ છે. એટલે બકરી ખાય એમાં શી નવાઇ ?"

સહુ જોઇ રહ્યા. "શાબાશ ! રામાભાઇ ! મોટાભાઇની અમે નાહક મશ્કરી કરી." સહુને પસ્તાવો થવા લાગ્યો.

પણ એ રામાભાઇ તો સમજીજ ગયા હતા કે મોટાભાઇએ તો બાફ્યુંજ હતું. બાકી રામાની બુદ્ધિને શાબાશી છે કે એણે બગડેલી વાતને સુધારી લઇ સહુ પાસે કબુલ કરાવ્યું.



# મારી નાખ્યો !



શિઆળાની એક સાંજે વિનોદરાય વાળુ કરીને શઘડી આગળ તાપતા હતા. થોડીવારમાં પરવારીને છોકરાં પણ તેમની પાસે ગોઠવાઇ ગયાં, કારણકે વિનોદરાય હમેશાં છોકરાંને મજા પડે એવી નવી નવી વાતો કહેતા. આજની વાત કહેતાં પહેલાં તેમણે છોકરાંને એક પ્રશ્ન પૂછયો:— "બોલો, છોકરાં, આપણા શત્રુને કે વિરોધીને શી રીતે મારવો ?"

એક છોકરો બોલી ઉઠયો, "લાગ ફાવે તો લાકડીએ લાકડીએ હાડકાં ભાંગી નાખવાં, કે ફરી ઉઠેજ નહિ."

બીજો બોલ્યો, "તરવાર મળે તો ધડથી માથું જુદું ! વાર શી ?"

ત્રીજો કહે, "તેને પકડીને પૂરી રાખવો, ને કાંઇ ખાવા પીવા ના આપવું એટલે ભૂખે રીબાઇ રીબાઇને મરી જાય."

આવા ઉત્તર સાંભળીને વિનોદરાય ખડખડ હસી પડયા, ને બોલ્યા, "અરે, એમ નહિ; સાંભળો, હું તમને એક સરસ રીત બતાવું. તમે કેમ ભૂલી જાઓ છો કે કોઈનો જીવ લેવો કે તેને વ્યથા કરવી એ તો મોટું પાપ છે. લોહીનું એક પણ ટીપું પાડયા વગર—શસ્ત્રનો ઉપયોગ કર્યા વિના પણ શત્રુને મારી શકાય છે, એ વિષે હું તમને એક વાત કહું:—

"નવાપુરા નામના એક ન્હાના ગામમાં વાઘજી કરીને એક ખેડુત રહેતો હતો. તેનામાં નામ પ્રમાણેજ ગુણ હતા. તે વાઘ જેવો વિકરાળ દેખાવનો, નિર્દય અને ઝનુની હતો. જરા જરામાં ચીડીઓ થઇ જતો, ને વાતમાંજ સૌની સાથે લડી પડતો. આવા વિચિત્ર અને ખરાબ સ્વભાવને લીધે પડોશમાં ને ગામમાં તેને કોઇ જોડે બનતું નહિ. પડોશનાં છોકરાં તો તેને દુરથી આવતો જોઈનેજ થથરી જતાં. ઘરમાં પણ તેની ધાક જબરી હતી. કોઇથી તેનો હુકમ બજાવવામાં વિલંબ થાય તો તેનું આવીજ બન્યું સમજવું. આવો તેનો ત્રાસ હતો તેથી તે આવે કે તરત ઘરનાં છોકરાં પણ ચુપકીથી સટકી જતાં, પાળેલી બિલાડી પણ બીજા ખંડમાં પલાયન કરી સલામતી મેળવતી, કારણકે વાંક વગર પણ વાઘજીભાઇનો મિજાજ જતો તેથી થોડી ઘણી શિક્ષામાંથી બચવું એ તેમને માટે મુશ્કેલ હતું. ગામનો ઉતાર સમજીને કોઇ આ માણસને છેડતું નહિ, તોપણ લડાઈ વ્હોરી લાવવાની ટેવ પડેલી તેથી વાઘજી-ભાઈનો એકે દિવસ કોઈ સાથે લડ્યા વગર જતો નહિ. દરરોજ કાંઇ નવાજૂની તો હોયજ. લડવા વઢવામાંજ તેને રસ પડતો. તેનું જીવન કજીઆમાંજ પસાર થતું.

"થોડા સમય પછી હરિભાઇ નામનો એક સજ્જન વાઘજીભાઈની પડોશમાં રહેવા આવ્યો. તે અજાણ્યો હોવાથી લોકોએ તેને વાઘજીના સ્વભાવથી વાકેફ કર્યો, ને ચેતાવ્યો, "જો જો, એ માણુસ છેડવા જેવો નથી. એને જરા જરામાં વાંકુ પડી જાય છે. એ તે ગામનો ઉતાર છે." હરિભાઇએ

તેમને શાન્તિથી કહ્યું, “ફિકર નહિ, મ્હારી જોડે એ મિજાજ કરશે તો હું **જરૂર એને મારી નાખીશ.”**

“ હરિભાઇના આવા શબ્દો સાંભળીને લોકો વિચારમાં પડી ગયા તેમાં કંઇ આશ્ચર્ય ન હતું, કારણ કે એ કાંઇ ખુન કરે અથવા મારા મારી કરે તેવો માણુસ ન હતો, એવી થોડા સમયમાં જ લોકોને પ્રતીતિ થઇ હતી. તેની વાણી મીઠી હતી તેવી જ તેની રીતભાત વિવેકી હતી. તેનો સ્વભાવ મળતાવડો અને માયાળુ હતો, ને હૃદયમાં દયા હતી. આવો સારો માણુસ કોઇનું ખૂન કરે એ વાત માની જ કેમ શકાય?

“ ‘વા વાતને લઇ જાય છે,’ એ પ્રમાણે ‘**હ**રિભાઇ **વાઘ**જીને મારી નાખવાના છે’ એ વાત ગામમાં ફેલાતાં વાર ન લાગી, ને ક્રમે ક્રમે **વાઘ**જીને કાને પણ એ વાત પડી. પછી તો પૂછવું જ શું? હરિભાઇ ઉપર તેને ખૂબ ક્રોધ ચઢયો, ને તેની સાથે લડવાનો તેણે નિશ્ચય કર્યો. હરિભાઇને ચીડવવા તથા ગુસ્સે કરવા **વાઘ**જીએ પ્રયત્નો કરવા માંડયા, ને તેને નુકસાન કરવાની યુકિતઓ પણ રચવા માંડી, હરિભાઇ **વાઘ**જીનો ઇરાદો કળી ગયો હતો, છતાં જાણે કૈં જાણુતો જ ન હોય તેમ તેની સાથે શાન્તિથી બોલતો, ને પ્રેમથી વર્તતો.

એક દિવસ હરિભાઇએ **વાઘ**જીને ઘેર છોકરાં માટે મેવો મોકલ્યો. **વાઘ**જીએ તે રાખ્યો નહિ, ને તે લઇ આવનાર માણુસને કહ્યું, “ એને કંઇ સ્વાર્થ હશે, અથવા મ્હારી વાડીનાં જમરૂખની લાલચ હશે, પણ અહીં કાંઇ વળવાનું નથી.” સારૂં

કામ કરતાં યે વાંકા માણસને તે ગમતું નથી, એવું ઘણી વાર બને છે, કારણ 'કમળો હોય તે પીળું જ દેખે.' **હરિભાઇની** શુદ્ધ વૃત્તિ **વાઘજી** જેવો માણસ ક્યાંથી સમજે ?

"હરિભાઈ એક વાર પોતાના ખેતરમાંથી બળદ લઈને ઘેર આવતો હતો. રસ્તામાં એક તલાવડી હતી તેમાં બારે માસ પાણી રહેતું નહિ તેથી ઉપર થોડું પાણી ને અંદર કાદવ રહેતો. **હરિભાઈએ** પોતાના બળદને તલાવડીમાં પાણી પીવા છોડયા. બળદના પગ ઉંડા કાદવમાં ગળી ગયા. **હરિભાઈએ** ઘણી મહેનત કરી, પણ બળદ તો બહાર નીકળેજ નહિ. **વાઘજીનું** ખેતર નજીક હતું તેથી **હરિભાઇએ** ત્યાં જઇને વાઘજીની મદદ માગી, પણ **વાઘજીએ** મિજાજથી જવાબ આપ્યો, "અમારે બહુ કામ છે, અમે ત્હમારે માટે આવવા નવરા નથી !" હરિભાઇએ બીજા મિત્રોની મદદથી બળદને કાદવમાંથી કાઢ્યા. તે મિત્રોમાંના એકે કહ્યું, "જુઓ, કેટલો મિજાજ છે ! એનામાં જરા પણ માણસાઇ છે ?" **હરિભાઇએ** કહ્યું, "મિજાજ કરવા દ્યો, હવે એનું આવી બન્યું છે. એને મારી નાખ્યો જાણો ! હું એને માર્યા વગર રહેવાનો નથી ! જો જો, ના મારૂં તો !"

"આ બનાવ બન્યા પછી દશેક દિવસે **વાઘજીના** બળદની પણ એવીજ દશા થઇ. બળદ કાદવમાંથી નીકળી શકતા ન હતા, ને વાઘજી એકલો મુંઝાતો હતો.. **વાઘજીની** આ સ્થિતિ **હરિભાઇ** પોતાના ખેતરમાંથી જોતો હતો, કારણ કે તેનું ખેતર સામુંજ હતું. તે પોતાના બળદ તથા રાશ

લઇને તરતજ દોડી આવ્યો, ને વાઘજીના કહ્યા વગર તેના બળદને કાદવમાંથી બહાર કાઢ્યા. વાઘજી તો આ જોઇજ રહ્યો, ને શું બોલવું તે સમજી શકયો નહિ. તેના બળદ નીકળ્યા, પણ તેને ચેન પડયું નહિ, કારણ કે તેના પર હરિભાઇનો ઉપકાર થયો તે તેનાથી વેઠાયું નહિ. આથી તે ચીઢાયો ને ક્રોધથી બોલ્યો, "લઇ જાઓ, ત્હમારા બળદ, મ્હારે ત્હમારી મદદ નથી જોઇતી."

"હરિભાઇએ શાન્તિથી કહ્યું, "અરે એમ તે ચાલે? મ્હારે ત્હમને મદદ કરવીજ જોઇએ. આપણે સર્વ પ્રભુનાં બાળકો છીએ, તેથી જરૂર વખતે **એક બીજાને મદદ કરવી એ મનુષ્ય માત્રનો ધર્મ છે,** ને પાડોશી કે મિત્રને મદદ કરવી એ તો મુખ્ય ધર્મ છે. વળી, જુઓ, રાત પડી ગઇ છે, એટલે અંધારામાં ત્હમને બહુજ હરકત પડત, એમ ધારીનેજ હું આવ્યો છું." આમ કહી તે વાઘજીને ઘેર તેના બળદ પહોંચાડી આવ્યો, ને વાઘજીના હૃદયમાં કોઈ જાદુમંત્ર મુકતો ગયો.

"તે રાત્રે વાઘજીના હૃદયમાં એક નવીજ લાગણી ઉત્પન્ન થઈ. આવો અનુભવ પ્રથમ તેને કદી થયો ન હતો. તેના ઉપર હરિભાઇનો ઉપકાર થઇ ગયો હતો, એ વાત બદલાય તેવી ન હતી, એ વાત તેને બરાબર સમજાઇ, ને સાથે હરિભાઇના બીજા ન્હાના મ્હોટા ઉપકારોનું પણ સ્મરણ થઈ આવ્યું. એકાએક તેને પોતાના હરિભાઇ પ્રત્યેના અધમ વર્તનનું ભાન થયું, ને તે માટે પશ્ચાતાપ થયો. તેણે પોતાની પત્નીને કહ્યું, "હરિભાઇએ **મ્હને મારી નાખ્યો!** એ કહેતો

હતો કે 'હું વાઘજીને મારી નાખીશ,' અને ખરેખર, એણે મ્હને મારી જ નાખ્યો હતો. હવે હું તેની સામે થઇ શકું તેમ નથી, એટલુંજ નહિ, પણ તેની આગળ આંખ પણ ઉંચી કરવા સમર્થ નથી."

"હરિભાઇએ વાઘજીનો જીવ લીધા વગર કે તેના શરીરમાંથી લોહીનું એકે ટીપું પાડયા વગર તેને મારી નાખ્યો હતો. હવે તે સામે થવા ઉઠી શકે એમ હતુંજ નહિ, કારણ કે તે ઉપકારથી વશ થયો હતો. બીજે દિવસે સ્હવારે વાઘજી હરિભાઇને ઘેર ગયો, ને પોતાના પાછલા અયોગ્ય વર્તન માટે નમ્રતાથી ક્ષમા માગી. ત્યાર પછી તેનો ચીડીઓ સ્વભાવ તદ્દન જતો રહ્યો, ને તેના હૃદયમાં તથા જીવનમાં અજબ ફેરફાર થઇ ગયો. પાડોશમાં ને ગામમાં સર્વ સાથે તે હળી મળીને રહેવા લાગ્યો."

વિનોદરાયની ઉપરની વાતથી છોકરાંને બહુ મજા પડીને ઘણું જાણવાનું મળ્યું. અપકાર ઉપર પણ ઉપકાર કરવાથી આપણા વિરોધીને વશ કરી શકાય છે. ભયંકર શસ્ત્રો કરતાં **પ્રેમ અને ઉપકારનાં શસ્ત્રો વિરોધીને સ્હેલાઇથી વશ કરી શકે છે.** બળથી વશ કરવાની રીત સિંહને સાંકળે બાંધી રાખવા જેવી અથવા પાંજરામાં પૂરી રાખવા જેવી છે. તેથી તેનો સ્વભાવ બદલાતો નથી. તેને છુટો મુકીએ તો પાછો હતો તેવોજ તે દુષ્ટ અને ભયંકર થાય છે. પ્રેમથી વશ કરવાની રીત ઉત્તમ છે. તે સિંહને પાળીને ઘેટા જેવો નમ્ર બનાવવા જેવી છે, કારણ કે પ્રેમથી પ્રાણી માત્રના સ્વભાવમાં ને તેના આખા જીવનમાં અદ્દભુત પરિવર્તન થઇ જાય છે. તે મરીને નવો મનુષ્ય બને છે.



# ડાહી રમા



એક છોકરો અને એક છોકરી હતાં. છોકરાનું નામ કનુ અને છોકરીનું નામ રમા હતું. કનુ ઘણોજ આળસુ હતો, અને રમા હોંશિઆર હતી. રમા રોજ નિશાળે જાય ને કનુ જ્યાં ત્યાં રમ્યા કરે.

રમા નિશાળે જતી હતી, તેવામાં કનુ રમતો રમતો તેને સામો મળ્યો અને કહે, રમા બેન, રમા બેન, ચાલો, આપણે રમીએ. ત્યારે રમાએ કહ્યું, કે ભાઇ તું તો નવરો છે, અને આમતેમ રઝળ્યા કરે છે. હું તો નિશાળે જાઉં છું. અને અમારાં મહેતીજી જે પાઠ આપે તે બરાબર તૈયાર કરૂં છું. અમારાં મહેતીજી બહુ ભલાં છે. **તે અમને ઘણી સારી સારી રમતો રમાડે છે.** ને પાઠ વાંચતાં અને લખતાં પણ શીખવે છે.

આ સાંભળી કનુને નિશાળે જવાનું મન થયું. અને કહે બેન, ચાલ તારી સાથે હું ભણવા આવું.

ત્યારે રમા કહે, ભાઈ, સારૂં. તું મારી સાથે આજે ભણુવા આવે ખરો, પણ તારી પાસે સ્લેટ ચોપડી નથી. તારી પાસે તો આ રમવાનું પૈડું છે. તેથી આજે તારા બાપા પાસે સ્લેટ ચોપડી મંગાવજે. અને કાલે મારી સાથે ભણુવા આવજે.



સારૂં, બેન જા. આજે તારે મોડું થયું છે, માટે જા, અને કાલે મને બોલાવીને જજે. ભૂલીશ નહિ હોં !

રમા કહે, સારૂં નહિ ભૂલું. પછી કનુ ઘેર જાય છે અને રમા નિશાળે જાય છે.



# ભગલાભાઇ



એક હતો દરજી. તેનું નામ ભગલાભાઈ. બધા તેને ભગો ગાંડો કહેતા.

ભગો મકકામાં રહેતો હતો. મક્કા મુસલમાનોનું તીર્થસ્થાન છે. તે પણ મુસલમાન હતો.

ભગલાભાઇને પોતાની દુકાન ન હતી. તે એક મોટા દરજીને ત્યાં નોકરી કરતો. તેના શેઠનું નામ કાસમ. ભગો કપડાં વેતરતાં અને શીવતાં સરસ જાણતો. તેના શેઠ પણ તેને સારૂં કામ સોંપતા; પરંતુ તેનામાં એક કુટેવ હતી. જ્યારે તે વિચાર કરતો ત્યારે કલાકના કલાક સુધી કપડામાં સોય ઘોંચી બેસી રહેતો.

મુસલમાનો શુક્રવારે ખુદાની બંદગી કરતા. ભગલાભાઇ પણ બંદગી કરતા. ત્યાં પણ તેમજ. બેઠા તો બેઠા. બપોરના સાંજ થાય પણ ન બોલે કે ન ચાલે.

બંદગી કરીને ઘેર જવાનું પણ તેમજ. ઘેર જતાં જતાં પણ શેરીએ શેરીએ ગોથાં ખાય.

જો ભગલાભાઈને તેના મિત્ર કે સગાં વ્હાલાં મળે અને ખબરઅંતર પૂછે કે " કેમ છે ભગા" તો નવટાંકની જીભ ન હલાવે પણ સ્હેજ દશેરો હલાવે. છોકરાં તેને ઓળખે જ.

તેના કાસમ શેઠ તેની મશ્કરી કરતા કે, " ભગા તું તો રાજકુંવર જેવો દેખાય છે ! " તો તરત ઉભો થાય અને આયનામાં જુએ કપડાં બરાબર કરે અને તરત જવાબ આપે કે, " ખરૂં, હાં, મને પણ એમજ લાગે છે."

વળી ભગલાભાઈ નાહુવા બેસે તો પાણીની ડોલ માથા ઉપરજ ઉંધી પાડે અને જો તે વખતે વિચારનું ઝોકું આવે તો ડોલ પણ ત્યાંની ત્યાં.



આવા આપણા ભગલાભાઇ એક દિવસ દુકાનમાં કપડાં શીવતા હતા. થોડીવારમાં એક પટાવાળો દરબારી કપડાં લાવ્યો. તે કપડાં સુધારવાનાં હતાં એટલે કાસમ શેઠે ભગાને સોંપ્યાં,

સાંજ પડે એટલે કાસમ શેઠ અને બીજા નોકરો પોતપોતાનું કામ પુરૂં કરી ઘેર જતા હતા. ભગો પણ ઘેર જવા ઉતાવળ કરતો હતો. ધીરે ધીરે તેના સિવાય બધા નોકરો જતા રહ્યા.

થોડીવારમાં ભગલાભાઇ કામ પુરૂં કરી રહ્યા. પરંતુ તેમનું મન કપડાંમાં જ ચોટયું. તેને વિચાર આવતા કે આવાં કપડાં પહેરૂં તો રાજા જેવો દેખાઉં કે કેમ. ધીરે રહીને સારાં સારાં કપડાં લીધાં અને પહેર્યાં. બરાબર હવે રાજકુંવર જેવોજ દેખાતો હતો.

વળી આયનામાં જોવા ઉઠયો, અને બબડયો, "હવે તો હું રાજકુંવર જેવોજ દેખાઉં છું. બધા પણ મને એમ જ કહે છે. બસ હવે અહીં રહેવું જ નથી. પરદેશ જઇ કોઇ રાજાને ત્યાં જ નોકરી કરવી એ ઠીક છે."

આમ વિચાર કરતો કરતો ભગો શહેરમાંથી નાશી ગયો.

(૨)

ભગલાભાઈ સવારમાં પાસેના ગામમાં જઈ ચઢયા. હવે તો તે રાજકુંવર જેવો દેખાતો હતો. લોકો પણ તેને સલામ કરતા હતા. વળી કેટલાક પૂછતા કે, "સાહેબ, પગે કેમ મુસાફરી કરો છો." ત્યારે ભગલાભાઈ અભિમાનથી સ્હેજ હસી નાખતા.

તેજ ગામમાંથી એક ઘરડો ઘોડો વેચાતો લીધો. મુસાફરી શરૂ કરી. થોડેક દૂર ગયો હશે એટલામાં પાછળથી એક બીજો સવાર આવ્યો. તેનું નામ સલીમ. બંનેએ સાથે મુસાફરી કરવા માંડી. એક દિવસે ભગલાભાઇએ સલીમને પૂછયું, "સલીમશાહ, તમે કયાં જવા ઇરાદો રાખો છો, શું કામ જાઓ છો ?"

"ભાઇ. હું બહુ જ જરૂરના કામને માટે જાઉં છું." સલીમ બોલ્યો.

"તમે તો રાજકુંવર જેવા લાગો છો." ભગલાભાઇ સંશયથી બોલ્યા.

"તમારૂં ધારવું ખરૂં છે. હું મારા કાકાની સાથે ઉછર્યો છું. તેઓ નાનકડા રાજ્યના સુલતાન હતા. મને મારા માતપિતાની ખબર નથી. એક દિવસે અમારે શત્રુઓ સાથે લડાઇ થઈ. એમાં અમે હારવાની તૈયારીમાં હતા. એટલામાં મારા કાકાએ મને બોલાવ્યો અને કહ્યું, "સલીમ, તું મારો ભત્રીજો નથી. તું એક મહાન સુલતાનનો કુંવર છે. જ્યારે ત્હારો જન્મ થયો ત્યારે સુલતાને જોષીઓને બોલાવ્યા અને જોષ જોવડાવ્યા. જોષીઓએ કહ્યું કે તું એકવીસ વર્ષનો થાય ત્યાંસુધી તારૂં મ્હોં સુલતાને જોવું નહિ આથી તારા બાપુએ તને મને સોંપેલો. હવે તું એકવીસ વર્ષનો થવા આવ્યો છે. જ્યારે તને એકવીસ વર્ષ પુરાં થાય ત્યારે તું અહીંથી દૂર એક મોટી ટેકરી છે તેની ઉપર એક તોડો છે ત્યાં તારા જન્મદિવસથી પાંચમે દિવસે જજે. ત્યાં તારા બાપુ આવશે. તેમને આ વીંટી બતાવજે અને કહેજે કે હું સલીમ છું. હવે જા." આટલું બોલીને તે લડવા ગયા પછી હું પણ ત્યાંથી નાસી છુટયો.

ભગલાભાઇએ શાંતિથી આ વાર્તા સાંભળી. પછી પોતાની પણ ઓળખાણ કરાવી.

સાંજ પડી એટલે એક ગામ આવ્યું. સલીમને હજી

ટેકરી પાસે જવાને બે દિવસ બાકી હતા. રાત્રે બંન્નેએ ધર્મશાળામાં ઉતારો કર્યો.

મધરાત્રે ભગલાભાઈ જાગ્યા. સલીમ ઉંઘતો હતો. તેના હાથે વીંટી ચળકતી હતી. ધીમે રહીને તે ભગલાભાઇએ લઈ લીધી. પોશાક પણ લઇ લીધો અને પોતાનો ઘરડો ઘોડો રહેવા દઈ સલીમના ઘોડા ઉપર સવાર થઇ દોડાવી મૂકયો.

( ૩ )

ભગલાભાઇ તીરની માફક સડસડાટ સ્વારી કરી રહ્યા હતા. ઘોડો પણ જબરો હતો. સાંજ પડવા આવી હતી. એટલામાં દૂરથી મીલના ભૂંગળાની માફક તોટો દેખાયો. હવે ભગલા ભાઈને નીરાંત વળી. સવારમાં ત્યાં પહોંચવાનું હતું એટલે આજની રાત્રી ત્યાંજ મુકામ કરવાનો નિશ્ચય કર્યો.

બીજે દિવસે સવારે જ્યારે સલીમ જાગ્યો ત્યારે ભગલાને જોયો નહિ હાથે વીંટી પણ ન મળે. દરજીએ બરાબર દગો દીધો હતો. તરતજ ભગલાના કપડાં પહેર્યાં, અને ઘરડા ટટ્ટુ ઉપર સવાર થયા. ટેકરી પાસે પહોંચવાને હજી બે દિવસ બાકી હતા. પરંતુ ઘોડો પહોંચશે કે નહી એ શંકા ભરેલું હતું. તેણે રાતદિવસ મુસાફરી ચાલુજ રાખવાનો નિશ્ચય કર્યો.

ભગલાભાઇ જાગ્યા. આજે આનંદમાં હતા. ઘોડાને બરાબર શણગાર્યો અને ટેકરી તરફ ચાલવા માંડયું.

આજે સલીમને આવવાનો મુકરર દિવસ હતો. સુલતાન પોતાના લશ્કર સાથે આવી પહોંચ્યો હતો. દૂરથી તેમણે

એક સવારને પોતાના તરફ આવતો જોયો. બધા ટોડા પાસે જઇ ઉભા રહ્યા. એટલામાં ભગલાભાઇ આવી પહોંચ્યા. તે સુલતાનને પગે લાગ્યો અને બોલ્યો, “બાપુ હું સલીમ, આ રહી મારી વીંટી.”

સુલતાને ભગલાભાઇને છાતી સરસા ચાંપ્યા. બધે આનંદ આનંદ થઇ રહ્યો. સુલતાને સવારી ઉપાડવાનો હુકમ કર્યો. એટલામાં કોઇ ઘોડેસ્વાર આવતો દીઠો, તેણે ત્યાંથીજ બુમ પાડી, “ થોભો થોભો.” તે સપાટાબંધ તોડા પાસે આવી પહોંચ્યો. તરતજ સુલતાનને પગે પડયો અને બોલ્યો. “બાપુ, હુજ તમારો સલીમ છું. આ તો એક ગાંડો દરજી છે.”

સુલતાન અને બીજા સૈનિકો આ સાંભળી અજાયબ થઇ ગયા. તેઓ બન્નેની તરફ વારાફરતી જોવા લાગ્યા. પરંતુ ભગલાભાઇએ યુકિત શોધી કાઢી. “ અરે આતો ભગલો ગાંડો છે. બાપુ એને કેદ કરાવો, નહિ તો તોફાન કરશે.” જોરથી ભગલાભાઇએ બુમ પાડી.

સલીમ તો ખીજાયો પણ શું કરે. સિપાઇઓ તેની આસપાસ ફરી વળ્યા. અને કેદ કરી લીધો.

સવારી શરૂ થઇ. ભગલાભાઈને બરાબર શણગાર્યા હતા. સલીમ બિચારો હાથે પગે બેડીઓથી બંધાયો હતો.

( ૪ )

આજે રાજકુંવર આવવાનો હતો. શહેરમાં આનંદ આનંદ થઇ રહ્યો હતો. જ્યાં જુઓ ત્યાં ધજાઓ ધજાઓ. બધેય ધામધુમ થઇ રહી હતી.

રાજમહેલમાં પણ સુંદર સુંદર રંગબેરંગી વાવટાઓ અને તોરણો બાંધ્યાં હતાં. બેગમે આજ કમાલ કરી હતી. દિવાનખાનું ઝગઝગાટ થઇ રહ્યું હતું.

સવારી રાજમહેલમાં આવી પહોંચી. બેગમ ક્યારની પોતાના કુંવરને જોવા માટે રાહ જોતી હતી. સુલતાન ભગલાભાઇને લઇને આવ્યો અને કહ્યું. "આ આપણો સલીમ."

બેગમ તો મુંઝાઇ ગઇ અને એકદમ બોલી, "આ કુંવર મારો ન હોય. આજે મ્હેં સ્વપ્નામાં જોયો તેનામાં અને આનામાં બહુ ફેર છે."

સુલતાન ચીઢાયો. "સ્વપ્નામાં તેં કુંવર ક્યાંથી દીઠો? સ્વપ્નાં તે સાચાં હોય?" એટલામાં બારણું ફડાક લઇને ઉઘડી ગયું અને સલીમ ગાંડાની માફક ધસી આવ્યો. "બસ હવે મને અહીંજ મરવા દે. ઘાતકી પિતા તારો પુત્ર હવે અહીંજ મરશે." બોલતો બોલતો ગબડી પડયો.

સુલતાન વધુ ખીજાયો. તેણે સીપાઇઓને હુકમ કર્યો "પકડો આ ગાંડાને."

જેવા સૈનિકો પકડવા જાય છે એવામાં બેગમ બોલી "ખબરદાર, કોઇ અડકયા તો." તત્તજ ઉભી થઇ ગઇ. સલીમને બેઠો કર્યો અને સુલતાનને કરગરી પડી, "આજ ખરો રાજકુંવર છે."

"ખરો કુંવર તો આ રહ્યા. તેજ વીંટી લાવ્યો છે. અને પહેલો પણ તેજ આવ્યો છે." સુલતાન સમજાવવા લાગ્યો.

"એ તો પાખંડી છે, ચોર છે, એણે મારી વીંટી, પોશાક અને ઘોડો રાત્રે ચોરી લીધાં. મ્હેં મારી ઓળખાણ કરાવી એટલે એણે મને દગો દીધો. એ તો દરજી છે." સલીમ અકળાઇને બોલ્યો.

"ભલે, એને અત્યારે તો પકડો, પછી જોઈશું." કહીને ચાલતો થયો.

બસ, ભગલાભાઈ હવે રાજકુંવર થયા. સલીમને પકડીને લઇ ગયા.

( ૫ )

બેગમ ઘણીજ ચતુર હતી. તેણે બન્નેની પરીક્ષા કરવાનો વિચાર કર્યો.

બીજે દિવસે સવારમાં બેગમ સુલતાન પાસે ગઇ અને પરીક્ષા કેવી રીતે લેવી તે નક્કી કર્યું.

બન્નેને એક એક કોટડીમાં બેસાડયા. તેમને કપડું અને દરજીનો સામાન આપ્યો અને કહ્યું. "કાલે સવાર પહેલાં આ કપડાનો એક એક ઝભ્ભો બનાવજો."

ભગલાભાઈ તો ભાન ભૂલ્યા. ખુશ ખુશ થઇ ગયા. આખો દિવસ સખત કામ કર્યું અને સરસ કોટ તૈયાર કરી દીધો.

બીજે દિવસે સવારે બેગમ ભગલાભાઇ પાસે ગઇ અને પૂછ્યું, "કોટ કયાં છે. તૈયાર થયો છે કે નહિ?"

ભગલાભાઈ—"વ્હાલી માતા અને બાપુ, જુઓ આ કોટ, કેવો સુંદર અને સુઘડ છે. આવો તો આપણા મહેલના દરજીઓ પણ શીવી જ નહિ શકે.

બેગમ તો ફીકી પડી અને સલીમ પાસે ગઇ. તેની પાસે કોટ માગ્યો.

સલીમ તો ચીઢાયો હતો. કાતર અને કપડું ફેંકી દીધાં અને બોલ્યો. "મને આ ન આવડે. સુલતાનનો કુંવર તો ઘોડે બેસે અને લડાઇ લઢે. કાંઇ કપડાં નહિ કાતરે. આ તો દરજીનું કામ છે. હું કાંઈ દરજી નથી. રાજકુંવર છું."

"હા, બાપુ તુંજ મારો કુંવર છે." બેગમ બોલી. અને સુલતાનને કહ્યું. "જુઓ, આ કોટ જ, કોણ દરજી છે અને કોણ રાજકુંવર છે તે સાબીત કરી આપે છે."

ભગલાભાઇ પશ્ચાતાપ કરવા લાગ્યા. તે તો મૂર્ખાઇથી શરમાઈજ ગયો. હવે શું કરે?

પરંતુ સુલતાનને ખાતરી ન થઇ. તેણે ઘોડો તૈયાર કરવા કહ્યું અને બોલ્યો. "હમણાં હું સાબીત કરૂં છું કે કોણ રાજકુંવર છે અને કોણ દરજી છે." તરતજ ઘોડા ઉપર સવાર થયો અને દોડાવી મૂકયો.

( ૬ )

જંગલની વચ્ચે એક સુંદર ઝરો હતો તેની ચારે બાજુએ મોટાં મોટાં ઝાડ હતાં. એક બાજુએ ટેકરી હતી. તેની અંદર ગુફા હતી. લોકો કહેતા કે ત્યાં એક પરી રહે છે તે લોકોને શિખામણ આપે છે અને વળી સંકટમાં સલાહ આપી મદદ પણ કરે છે.

ઘણા લોકો ત્યાં ગયા હતા. આજે સુલતાન સંકટમાં હતો તેને આ બિના યાદ આવી એટલે તરતજ ત્યાં ગયો. એક ઝાડને થડીએ ઘોડો બાંધ્યો. હાથ પગ ધોયા અને પછી ગુફા પાસે ગયો અને પ્રાર્થના શરૂ કરી.

થોડી વાર થઈ એટલામાં એક મોટો અવાજ થયો અને ગુફાનો દરવાજો ઝાડમાંથી ખુલ્લો થઇ ગયો તેની વચ્ચે એક પરી ઉભી હતી. તેણે ધોળાં વસ્ત્ર પહેર્યાં હતાં. બન્ને હાથમાં બે નાની નાની સુંદર પેટીઓ હતી.

"સુલતાન, તું કેમ આવ્યો છે તે હું જાણું છું. લે, આ બે પેટીઓ. બન્નેને એક એક પેટી પસંદ કરવાનું



કહેજે. જા, સુખી થા. એ પેટીઓ તારો કુંવર શોધી આપશે." એમ બોલતી બોલતી પરી અલોપ થઇ ગઈ.

સુલતાન વિચારમાં પડયો કે આ પેટીઓ કેવી રીતે રાજકુંવર શોધી આપશે. બન્ને એક જાતની છે. ફેર ફક્ત એટલોજ કે એકના ઢાંકણા ઉપર "**માન અને કીર્તિ**" અને બીજા ઉપર "**સુખ અને પૈસા**" એમ કોતરેલું હતુ.

તમે આ બન્નેમાંથી કઇ પેટી પસંદ કરશો ?

(૭)

રાત્રિ પડી હતી. મહેલમાં ઝગઝગાટ થઇ રહ્યો હતો. દીવાનખાનામાં બધા શાંતિથી બેઠા હતા. અત્યારે નક્કી થવાનું હતું કે રાજકુંવર કોણ છે. સિંહાસન પાસે બે સુંદર ટેબલ હતાં. તેની ઉપર સફેદ રૂમાલ પાથરેલા હતા, અને તેની ઉપર એક એક પેટી મૂકી હતી.

સુલતાને ભગલાભાઇને બોલાવવા મોકલ્યો. ભગલાભાઇને બેમાંથી એક પેટી પસંદ કરવાનું કહ્યું.

ભગલાભાઇ તો વિચારમાં પડયા. હવે કઇ પેટી પસંદ કરવી. બન્ને સરખી હતી. તેના ઉપરનું કોતરકામ વાંચ્યું અને "પૈસા અને સુખ" વાળી પેટી પસંદ કરી.

પછી સલીમને બોલાવવામાં આવ્યો. તે બોલ્યો, "બાપુ "પૈસા અને સુખ" તો ચંચળ છે. હું તો "માન અને કીર્તિ" વાળી પેટી પસંદ કરૂં છું"

સુલતાન ગાદી ઉપરથી ઉતર્યો. પરીની પ્રાર્થના કરી અને પેટી ઉઘાડી. " સુખ અને પૈસા " વાળી પેટીમાંથી એક સોય અને દોરો નીકળ્યાં. બધા તો ચકીત થઇ ગયા. ભગલાભાઇ તો શરમાઇ ગયા. પછી "માન અને કીર્તિ" વાળી પેટી ઉઘાડી. તેમાંથી એક સુંદર નાનો મુગટ નીકળ્યો. તે હીરા મોતીથી જડીલો હતો. તરતજ ધીરે ધીરે મોટો થવા લાગ્યો. બરાબર સલીમને માથે બેસે એવો થયો. સુલતાને સલીમને મુગટ પહેરાવ્યો.

ભગલાને સોય અને દોરા વાળી પેટી આપી અને કહ્યું " આજે ને આજે અહીંથી ચાલ્યો જજે, નહિતો અવળી ઘાંણીએ પીલી નાખવામાં આવશે. "

( ૮ )

ભગલાભાઇ બિચારા શરમાઈ ગયા. દિવાનખાનામાંથી છાનો માનો બહાર નીકળ્યો અને પોતાનો ઘોડો લઇ રસ્તે પડયો.

બે ચાર દિવસમાં ભગલાભાઈ પાછા પોતાના વતન મક્કામાં આવી પહોંચ્યા. બીજે દિવસે એજ પોશાકમાં તે પોતાના જુના શેઠને ત્યાં પહોંચ્યો.

કાસમ શેઠે તો ભગલાભાઇને ઓળખ્યો નહિ. પરંતુ જુના સાથીદારો ઓળખી ગયા. તેઓ તો બધા ગુસ્સામાં ને ગુસ્સામાં કોઇ ગજ તો કોઈ કાતર લઇ મારવાજ મંડી પડયા.

બિચારા ભગલાભાઇનાં હાંજાજ ગગડી ગયાં. હાડકાં પણુ ખોખરાં થઈ ગયાં. ધીર રહીને ત્યાંથી પલાયન કરી ગયા.

બીજે દીવસે બજારમાં પેલી પેટી વેચી આવ્યા અને એક દુકાન ભાડે રાખી. દરવાજા ઉપર "ભગલાભાઇ" ના નામનું પાટીયું લટકાવ્યું.

બરાબર મૂહુર્ત જોઇને કામ શરૂ કર્યું. કપડાં વેતરવા માંડયાં. થોડાં કપડાં વેતર્યાં ત્યાં તો ભગલાભાઈને બનેલી વાત યાદ આવી એટલે વિચારમાં ડૂબી ગયા. પરંતુ પાટલા ઉપરનાં વેતરેલાં કપડાંમાં કંઇક સર સર અવાજ થતો હતો. તે સાંભળ્યો કે જાગી ઉઠયા અને જુએ તો વેતરેલાં કપડાં-માં બખીઆ દેવાતા હતા. સોય અને દોરો સડસડાટ ચાલતાં હતાં. દોરો પણુ એટલો ને એટલોજ રહેતો હતો.

ભગલાભાઇ નાચવા મંડી પડયા. આમ સોય અને દોરો જો પોતાની જાતે વેતરેલાં કપડાંમાં બખીયા દે તો તો પૈસાજ પૈસા થઈ જાય.

હજી પણુ ભગલાભાઇ કપડાં વેતરે છે. બીજા ઓરડામાં વેતરીને મુકી આવે છે અને તૈયાર લઈ આવે છે. ઘરાકોનો પણુ ઉભરોજ રહ્યો છે.



# પરી કુમાર



રાજપુત્રી એટલે તો જાણે સુખની ખાણુ, મોજ ને શોખ તો તેનાજ બાપનાં. સુખ વૈભવ ને નવિન નવિન શ્રંગારની તેને શી ખોટ હોય ? અને તેમાં વળી જો રાજાજીને અનેક રાણીયો હોય ને તેમાં અનેક કુંવર, કુંવરી હોય તો કંઇ ખોટ આવે, કે કુડું પડે. આતો એકનાં એક પટરાણીની એકની એક લાડકડી કુંવરીઃ મેનાબાઃ

મેનાબા રોજ નદી કિનારાના મહેલ ઝરૂખે બેસે. કદિ કદિ બાગના છેડે નદીનાં બદલાતાં રંગો ને વહેણુ, પાણી રૂપી શ્રંગારનું ચઢવું ને ઉતરવું. સુકાવું ને રેલાવું જોવાથી ને સંધ્યાસમે આથમતા સૂર્યનાં રંગબેરંગી આનંદદાયક સ્મરણોમાં તે એકચિત્ત બનતીઃ

એકદા નદી તટે બાગના છેડે પાટલી પર બેઠી છે. મોરલો ગેલ કરતો પાસે આવ્યો છે. ત્યાં તો સામેના આશોપાલવના ઝાડની નાજુક ડાળી પર નાનકડો અતી સુંદર બાળુડો જાણે હમણાંજ હિંડોળ બનાવી ઝુલવા ન આવ્યો હોય એમ શાંતિથી કુંવરી સામે જોતો બેઠો.

કુંવરીયે ડાળખીનો ખખડાટ સાંભળ્યો. જૂએ છે તો રૂપ રૂપનો અંબાર તેજના પુવારા સમો બાળકડો. કોણુ કહેશે કે એ દેવકુમાર નથી ? કુંવરી તો આભી બની.

કુંવરી હજી કુમારી હતી. એને નસીબે હજી તો બાળકોડ ભોગવવા સૃજ્યા હતા. માતા થવાની વારો હતી. એટલે માતૃભાવ તો કયાંથી જાગે પણ મિત્રભાવ જાગ્યો. આ બાળુડાને પોતાનો કરી લેવા તેની સામું એકી ટસે જોઇ રહી:

" બાળ, બોલો તો ખરા, આપ કોણ છો ? દેવ છો કે માનવ ! આમ પશુ, પંખી કે માનવ સઘી હરેક જાતની સગવડો ભોગવતા કુમાર આપે માબાપને મુકી હું અભાગીને પવિત્ર કરી છે. આવો દોસ્ત આપણે રમીએ: "

બાળા, હું સુખની રેલછેલમાં ઉછરતો ભાગ્યશાળી બાળક છું. હુ સ્વર્ગના દેવોમાં વસું છું. પરીઓરૂપી સૌન્દર્યવતી સ્રીઓમાંની એક મારી મા થાય. મારી સૌ મા મને લાડમાં ઉછેરે છે. તેમાંયે મને એક સૌથી વ્હાલી લાગે છે. તેથી માનું છું કે તે મને જન્મ આપનાર દૂધ દેનારી મા છે. પણ તે મને મુકી અલોપ થઈ છે. હું તેની શોધમાં છું. મળે તો તેને હવે કદી ના છોડું. આકાશેથી તું નજરે પડી તેથી અહીં આવ્યો: પણ તે તો ના મળી તે ના મળી. ચાલ તું મારી સાથે સ્વર્ગમાં. આપણે સાથે વસીશું. બાળાએ માનવ દેહ છોડયો. એ બાળાને એ પરી કુમાર સ્વર્ગમાં હજી પણ સાથે મોજ કરે છે.



